# છૂઃ પ્રીતે દિવાનો.

શા૦ મ૦ દેશાઇ

ભાગ ૫ મો.

આવૃત્તિ બીજી.

# દુઃખીને દિલાસો.

## ભાગ ૫ મો.

( આવૃત્તિ બીજી )

રચનાર,

## શો૦ મ૦ દેશાઈ

તે

પારસી અટકો અને નામો–આતશબેહેરાંમે દેશાઇ ખોરશેદ–ઐયાંમે નૌસાલો
હિંગામે નૌરોઝ–સીહા સંસાર–તવારીખે નવસારી–હિંદુસ્થાંનના
આતશબેહરાંમો–નૂરજેહાંન–બંદગી અને માથ્રવાંણીની મોતે-
બરી–ગાયકવાડ અને બ્રિટાનિયા–પ્રાંણી મંડળ–ગંજે
શાયરાન–પારસી સુતકો– પારસીઓમાં લગ્નનું
જોડું–જમશેદની ઇતિહાસીક નિંદા–મહા-
રાણી વિકટોર્યાનું જીવન ચરિત્ર–સર-
સ્વતિ વિલાસ–એડવર્ડ નામું–
દુઃખીને દિલાસો–
દાદારજીની દરબાર–
પારસી વિષયો–
પારસી પ્રજાને
અપીલ
ઇત્યાદિના
કર્તા.

---

## મુંબઇ.

ઈ. સ. ૧૯૧૯.

કિમત રૂા. ૦–૪–૦

આ પુસ્તક શ્રી જમશેદજી નશરવાનજી પીટીટ પારસી ઓરફનેજ કેપટન પ્રિંતીંગ વર્કસ નંબર ૧૪૧ લાલબાગ,
પરેલ, મુંબઇમાં મી૦ મેહેરજી બેરાંમજી મીઠાઇવાલાએ છાપ્યું છે, અને મી૦ શોરાબજી મંચેરજી દેશાઇએ
સ્ટેશન રોડ, નવસારી મધેથી પ્રગટ કર્યું છે.

# મ્હારી બ્હેનોને!

મર્હુમ બ્હેન ખરશેદબાઈ બેહરામજી

દેસાઈની અશો યાદમાં!



મર્હુમ બ્હેન વીરબાઈ અરદેશર

દેસાઇનાં અશો રૂહને!



મર્હુમ બ્હેન ગુલબાઈ જમશેદજી

દેસાઇનાં અશો ફરોહરને!

શાંતિ!

# દુઃખીને દિલાસો.

## ભાગ ૫ મો.



## દિલાસા પત્ર ૪૯ મો.

"False happiness renders men stern and proud, and that happiness is never communicated. True happiness renders them kind and sensible, and that happiness is always shared."

*Montesquieu.*

હો લેહરી જીવડા ! તું વિષય રસમાં મજા લેવા પડયો, તું કામદેવનો ચેલો થઇ પડયો, પર સ્ત્રી, પર ધન, અને પર માલનો માલેક થઇ બેઠો ત્યારે તને ડાહ્યા લોકોએ ઘણોએ વાર્યો, પણ તું જવાનીના જોરમાં સમજી શકયો નહીં. આજે તે બધું પારકું પરાયુંજ ત્હારાં સંકટોનું કારણ થઇ પડયું છે. આજે તું પગે નજલો, આંખે નજલો, માથે નજલો, અને બધા વાયુથી સીકડાઈ ગયો ત્યારે વૈદને આપવાને ત્હારી પાસે કોડી પણ રહી નહીં. તને ગરમીના વ્યાધિ થયા છે, શરીર સઘળું કોહી ગયું છે, ગુરા સડી ગયા છે, અને નાક ખરી પડયું છે, એ સર્વ સામટાં દુઃખો આજે ત્હારી જુવાનીને દેવાની ઠરાવવાનો પ્રસંગ લાવ્યાં છે. ખેર, હવે જે બની તે બની. હજી પણ પ્રતિજ્ઞા લઇને ફર પાછો. હજી પણ ચેતીને વિષયનો છંદ છોડવાનું પોણુ લે. આમ કરીશ, અને દ્રઢ પશ્ચાતાપ કરીશ તો એકવાર ઇશ્વર તને પાછો ટટાર કરશે, પરંતુ સાજો થઇને પ્રતિજ્ઞા તોડીશ મા. એક વાર તો પરમેશ્વર પણ માફ કરે છે.

કુદ્રતનો આ કાંઇ અજબ જેવોજ નિયમ છે, કે પોતાની હકદાર સ્ત્રીથી પુરૂષને અથવા પોતાના હકદાર ધણીથી સ્ત્રીને દરદ, મરજ, કે ગરમીના વ્યાધિ થતા નથી. કુદ્રતનો કાંઈ અદ્દભુત કાનુન છે, કે પોતાની હકની દોલત, પોતાના પસીનાથી પેદા કરેલો પૈસો, અને પોતાની હકની માલમીલકતથી માણુસોને કદિએ છુટાં પડવું પડતું નથી. પણ પરાઇ દોલત, પર સ્ત્રી, અને પારકી માલમીલકતના ભોગ ભોગવવાથી કુદ્રત મનુષ્યને દુઃખ, આફત, વિપત્તિ, અને દરદો ભોગવાવ્યા વગર રહેતી નથી.

પર સ્ત્રી ઝેરી છુરી, મત લગાવો અંગ. એ કહેવત ખોટી નથી. પર નારી

પ્રત્યક્ષ દેખો, વિખ હળાહળ અંગ; રાવણકે દશ મસ્તક ગયે, ઓ પર નારીકે સંગ. અલ્યા લેહરી ! અગ્નિમાં હાથ નાંખનારે દાઝવુંજ જોઇએ. તેમાં કોઇ આડું આવી શકશેજ નહીં. તેમજ તિરસ્કાર, ક્રોધ, દ્વેશ, લોભ, કામ એ સર્વ અગ્નિ છે, અને એમાં હાથ ઘાલનારે દાઝવુંજ જોઇએ. તમે વિષય અગ્નિથી દાઝેલા છો. ઝેર પારખ્યાં કયારે, કે ખાય ને મરે ત્યારે. માણસને બસ પોતીકાં કરતાં પારકું બહુ ભાવે છે. ઘરનું ન્યામત મુકી અજીઠી પત્રાવળી ચાટવા બહુ ભાવે છે. બસ પારકું બધું તેને વિષયમાં ચકચુર બનાવી દે છે. પારકું નાણું છેડો ફાડે, ને પારકી ઓરત નાક ઉપાડે, તેની તે દરકાર કરતો નથી. કુદ્રતનો કાયદો જાણે કે અજાણે પોતાનોજ રસ્તો લે છે. જમણો હાથ મોં ભણીજ વળવાનો, ને ડાબો હાથ ગાં+ ભણીજ વળવાનો. તમે અંધારાં કીલમાં પણ ખાવા બેસશો તોએ કોળિયો તો મોમાંજ મુકાવાનો. ઘણા દિવસ રહ્યા પછી પણ આખરે તો વિષયો જરૂર એની મેળે પણ જવાનાજ છે, ત્યારે માણસ સમજીને પોતાની મેળેજ તેમને કાં છોડી દેતો નથી ! જો આપણી ઇચ્છા ન છતાં વિષયો આપણને છોડીને જાય, તો તેથી મનને અત્યંત પરિતાપ થાય છે, પણ જો આપણેજ તેમને નિસાર, નિરસ, અને અનીતિના દોષવાળા જાણીને છોડી દઇએ તો તેથી શાંતિ રૂપી અનંત સુખ પ્રાપ્ત થાય છે. પણ જો કાછડી છુટા રહો, અને નાડાંના ઢીલાં હો, તો જરૂર અંતઃકરણનો માર પડશે. અંતઃકરણનો જે માર લાગે તે માર સૌથી મોટો ગણાય છે. અંતઃકરણથી હરએક વસ્તુ ઉલટી કીધી તો તેથી હંમેશ આપણું દિલ દુઃખાયા કરે છે. બીજાઓનો ઠપકો સાંભળી આપણને દુઃખ ઉપજે છે, પણ અંતઃકરણનો ઠપકો સહન થઈ શકવો મુશકેલ છે. અંતઃકરણનો ઠપકો ચાબુકના માર જેવો ભારે લાગે છે. પારકી પુંજી પર તહેવાર કરનારાને અંતે ખાક ને ખાસડું. ઘણા માણસો વિષય તૃપ્તિમાં કુતરા જેવા લય બની, ખાવા પીવામાં ગધેડા બની, ક્રોધ જેવા આવેશોને સહેજ સહેજમાં તાબે થઇ, અસાધ્ય દરદો ઉત્પન્ન કરે છે. અને પછી બૂમો પાડે છે કે; અરેરે ! કામના બોજાથી અમે તો મરી ગયા ! બાપરે કર્મ દેવના જુલમથી રીબાઇ મુંઆ ! આવા આત્મઘાતિઓ માટે પેલા બીમારના સ્વપ્નામાંના **ત્યાગ કર** એ શબ્દ અમુલ્ય સલાહ રૂપ થઈ પડશે. માણસ પોતેજ પોતામાં દરદ ઉત્પન્ન કરે છે, અને પોતાનું દરદ જેવો પોતે મટાડી શકે તેવો બીજો કોઇ મટાડી શકે નહીં. હે વિષયી લહેરીભાઇ ! ખચિત્ત યાદ રાખજો કે, પરનારી તાતી છરી, નિત નિત કાપે કાય; જેના રૂઠયા રામજી, તે પરનારી ઘર જાય. બુરાં માણસોને ત્યાં ગમે એવી આબાદાની રહે છે, તોપણ તેઓ સુખી રહેતા નથી. તેઓનું મન તેમના જીવને મારે છે. તેમની ફીકર પૈસાથી ટળી જતી નથી. તેઓને જે ચીજ ઘટારત છે તેની તેઓ આશા રાખે છે, પણ તે કદિ હાથ આવતી નથી. માટે હે લેહરીબા ! તમે સ્વપ્ના જેવી સ્ત્રીની પછાડી ભમવાનું છોડી દઇ પેલી મહાન પ્રેમાળ માશુકની પછાડી ભટકો, તેનાં ભજન કરો, તેજ હજુ પણ તમારાં આ અસાધ્ય દર્દો દફે કરશે.

પ્રાણીઆ ભજી લેને કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર.
ધન દોલત ને માલ ખજાનો, પુત્ર અને પરિવાર;
તે તો તજી તમે જાશો એકલા, ખાશો જમના મારરે,—પ્રાણીઆ૦
ઉપર કુલડાં ફર ફરે, ને હેઠે શ્રીફળ ચાર,

ઠીક કરી એને ઠાઠડીમાં ઘાલ્યો, પછી પૂઠે પડે પોકારરે,—પ્રાણીઆ૦

ત્હારા જેવા એક વિષયી ચેલાએ જ્યારે આવાં દુઃખો વેઠયાં, ત્યારે તે પોતાના દર્દો સફા કરાવવા ગુરૂની કૃપા માંગવા ગયો. ત્યારે ગુરૂએ પ્રશ્ન કીધો.

**ગુરૂઃ**—તું કામાતુર શીદને થયો છે?

**ચેલોઃ**—ત્યારે શું કરૂં?

**ગુરૂઃ**—સાચો વિચાર કર.

**ચેલોઃ**—કેવો સાચો વિચાર કરૂં?

**ગુરૂઃ**—જેના ઉપર તું મોહિત થયો છે તે જીવ, નારી થઇને નરકનો અધિકાર પામી છે તેનો.

**ચેલોઃ**—શાથી તેને નરકની અધિકારી થયલી માનવી?

**ગુરૂઃ**—અતિ ખાનારી, રજસ્ વહ્યા કરનારી, રકત ને લોહી કફ, અને દુર્ગંધ વહેવરાવ્યા કરનારી હોવાથી. યાદ રાખ, આંખો વિંચાઇ ત્યારે કાંઇ નથી.

**ચેલોઃ**—ત્યારે શું કરૂં?

**ગુરૂઃ**—તું ત્હારાં અંત્તરથી વિષયની ઇચ્છાને ટાળ, કેમકે કાળ રૂપી અગ્નિએ કરીને સર્વ વસ્તુ ખાક થવાની છે. ક્ષણભંગુર અનીતિના વિષયો ઉપર પ્રીત ના કર. પરણીની હાય, તે કેથે નહીં જાય.

વિષયથી ભ્રમર મરણ પામે છે. તે એ રીતે કે; ખુલેલા દિન વિકાશી કમળ ઉપર ભ્રમર સુગંધની લાલચથી બેસી રહે છે. સાંજ પડે છે ત્યારે કમળ બીડાઇ જાય છે. તથાપિ તે ગંધના લોભથી બહાર નીકળતો નથી. તેવામાં હાથી આવી તે કમળને ખાઇ જાય છે, જેથી ભ્રમર પણ કમળ સાથે મરણ પામે છે. એટલે ગંધ વિષય પણ દુઃખનો હેતુ છે. વિષય કરનારા તો દુઃખી દર્દી થાય છેજ, પણ તેમનો સંગ કરનારાઓને પણ એ દર્દ દુઃખ ઉડી વળગે છે. દુરાચારી, ખોટી નજર-વાળા, ખરાબ સ્થાનમાં રહેનારા, દુષ્ટ માણસ સાથે જે મિત્રતા કરે છે તે જલદી નાશ પામે છે. પર સ્ત્રી યાર, સદા ખુવાર; કાંટોકા બીછાના, ઔર જુતીકા માર. હિંદુઓમાં વૈતરણી નદી કહેવાય છે તેમાં તે પાપીઓ ડુબી મરે છે. પારસીઓમાં જે ચિનવદ્ પુલ કહેવાય છે તે પુલ આવા પાપીઓથી મરણ પછી પસાર થઇ શકાતો નથી, અને નર્કના અધિકારી થઈ દોજખમાં ડુબકી મારવી પડે છે. એ પુલો

અતિ સાંકડા અને આસપાસ ખાઇઓવાળા હોવાથી પાપીઓના મન ડગુમગુ થઇ જવાથી ઉતરી શકતા નથી. પુણ્યવાળા લોકો સહેલાઇથી ઉતરી જાય છે.

અરે જીવ સાર જીવનનો ન શોધે, તારી બગડી બુદ્ધિ કુ બોધે.
પૈસો મળ્યો પાર વિનાનો, લક્ષપતિમાં લેખાયો;
દ્રવ્ય નહિ તારી એ તો દરિદ્રતા, ધર્મ અરથ ના સધાયો. અરે !
આશાઓ બાંધી અનેકની ઉપર, એક હરિની ન રાખી;
આશા શા કામની આશ પરાઇ, કોણુ બેલી પ્રભુ પાખી ? અરે !
ઓળગો કરી અભિલાસ ધરીને, ઓળખો બાંધી હજારો;
ઓળખ્યા નહિ જો અંતરયામી, હારી ગયો જનમારો. અરે !
ભુવન ભવ્ય રચાવ્યાં ભાવે મન મૂકી મોકળું ભારે;
ધર્મદાનમાં દમડીએ દેતાં, મુખ મચકોડે અપારે. અરે !

વિષય ભોગવતાં પહેલાં જેટલું સુખ થાય છે ને આનંદ મળે છે, તેટલુંજ પછીથી તો તમને દુઃખ થાય છે. કેમકે વિષય ભોગવવાથી આયુષનો જે ભાગ જાય છે, તેટલા વખતમાં ધર્મ સાધવાનું તો જતુંજ રહે છે. વારંવાર વિષયમાં પડું પડું કર્યા કરવાથી તેની ઘણીજ તરસ લાગ્યા કરે છે, અને તે તૃષ્ણા પૂરી પાડવા સારૂ ધન, શક્તિ, વિગેરેથી ખુવાર થવું પડે છે. અને પૈસો ખોવાથી દુઃખ વેઠવાં પડે છે. વળી વિષય ભોગવતાં કદાચ અધર્મ થઇ જાય છે તો તેનો પશ્ચાતાપ જન્મારા સુધીજ થયા કરે છે. એ વિષય દેખીતો બહારથી મધ જેવો મિઠો છે, પણ ખરેખર તો તે જીવલેણ ઝેર છે. એ તો જાણે ઉપર ઉપરથી દુધ ભરેલો ઝેરનો ઘડો છે. પરાયા ઘર, ને ભુતકા ડર. ખસ, અને ઘવડો આપણાં બદન ઉપર થાય છે, તે ઘવડવાથી પહેલાં તો ટાઢક અને સુખ મળે છે, પણ પછી તો આખા શરીરે આગના બળત્રા ઉઠે છે. તેવીજ રીતે ભોગ ભોગવતાં પ્રથમ તો મજા લાગે છે, પણ પાછળથી પરિતાપ થઇ આખા શરીરે અગ્નિ લઇ ઉઠે છે. પરાયા માલ ને દીદા લૌલ. માટે બે ભાઇ ! વિષય ત્યજવા સારૂ તું લજ્જા રાખ. કામદેવને મારી હઠાવવા સારૂ તું પર સ્ત્રીને મા બહેન સમાન ગણ. ત્હારી આંખનો ખજાનો પારકી સ્ત્રીને બતાવતાં બીહ.

એક મોટો શ્રીમંત વેપારી અધોર વયે એક જવાન ખુબસુરત કન્યાને પરણી લાવ્યો. કેટલાક મહિના ગુજરવા બાદ તેને વેપારને અર્થે સફરે જવાનો ધાસ્કો પડયો, કે હું જો દેશાવર જઇશ, તો આ જવાન ઔરતનાં ખિલતાં જોબનને લીધે રખે તેણી ખોટાં આચરણમાં કોઇ પરાયા પુરૂષ સાથે બગડી જાય ! રાત દહાડો તેને સફરની ચિંતા પેઠી. આખરે કોઇ સત્ પુરૂષની તેણે સલાહ લીધી, અને તે સલાહ પ્રમાણે તેણે એક ઘરડી પડોશણને પોતાની સ્ત્રીની સંભાળ રાખવા સારૂ, સારૂં નાણું આપવાનું કરીને ઘરમાં રાખી. સફરે જતાં તેણે પોતાની જવાન સ્ત્રીને એટલુંજ કહ્યું; કે "જો ત્હારો વિષય રસ ઉભરાઇ જાય, તું ખાનપાનને લીધે

મસ્તીના મદમાં આવી જાય, તો ભલે પારકા પુરૂષ સાથે વહેવાર રાખવાની હું તને છુટ આપું છું, મગર મારી એટલી શરત પાળજે, કે આપણી હવેલીની સામેના પાદરે સહવારે જે પુરૂષો ઝાડે ફરવા જાય તેમાંનો જે પુરૂષ છેક છેક ઘણેજ દૂર જઈને ઝાડે ફરવા બેસતો જણાય તેની સાથેજ સોબત કરજે!" કેટલાક મહિના વિત્યા બાદ એક દહાડે તેણી મસ્તીમાં આવી ગયાથી સાથે રાખેલી ડોસીમાને કહેવા લાગીઃ—"માજી, માજી, જૂઓ બારીએથી! પેલો નૉજવાન ખુબસુરત જવાન છેક છેક દૂર વેર જઈને હાજતે બેઠો. એ પાછો ફરે ત્યારે મેડા ઉપર બોલાવી લાવો." ઘણેક વારે તે જવાન આવી પહોંચતાં પેલી ડોસીમા વહેલી દાદરેથી ઉતરીને ઉતાવળમાં જઇ તેને કહેવા લાગી; "હે ભલા! મ્હારી બાઈ તને હમણાજ બોલાવે છે, મહેરબાંની કરી હમણાજ ઉપર આવ!" પેલો જવાન દયાળુ ખવાસનો હોવાથી ગભરાયો, કે આ બાઈ ઉપર શું આવી પડી હશે, કે મને જલ્દી તેડી લઇ જાય છે! માટે તે જોરમાં દાદર ઉપરથી ચઢી આવવા લાગ્યો, એટલે ઝાડે ફરવા જવાનું હાંલ્લુ દાદરને અથડીને ભાંગી ગયું. હાંલ્લું ભાંગી જવાથી તે બાપડો બહુજ દિલગીરીથી મેડીએ ચઢયો. તેના ચહેરાનું પાણી ઉતરી ગયું હતું. તેણે પેલી બાઇ આગળ ઉતરેલે ચહેરે આવી પુછયું:—"હે બાઇ! મ્હારા જેવા ગરીબ જવાનનું તને શું કામ પડયું તે વહેલી કહે, કે હું બજા લાઉં!" બાઇ કહેઃ—"મ્હારૂં જે કામ છે તે પછી, પણ હે જવાન! મને પહેલે તો એ ખુલાસો કર, કે તું નીચે હતો ત્યાં સૂધી તો ત્હારો ગુલાબી ચહેરો ખિલી રહેલો રસિયો જેવો લાગતો હતો, અને માત્ર દાદર ઉપરથી ચઢી આવ્યો એટલા વખતમાં એવું તે શું બન્યું, કે ત્હારો ચહેરો કરમાંઇ ગયો?" જવાનઃ—બાઈ, એ વાત ના પુછ. ત્હારે જે કામ હોય તે કહી દે! બાઈ:—નહીં, હું પહેલે મ્હારા સવાલનો જવાબ માગું છું. પેલા જવાને આનાકાનીથી આંખમાં પાણી લાવી નાખુશ ચહેરે જણાવ્યું કે, "હું જે દહાડેથી પાદરે ઝાડે ફરવા જવા લાગ્યો તે દહાડેથી મેં પાણી લઈ જવાનું માટીનું એકજ હાંલ્લું વાપર્યું છે. પણ અફસોસ! તે મ્હારો જુનો સાથી, મ્હારી ઍબનો જોનાર! ત્હારા દાદર ઉપરથી હું જોરમાં ચઢવા ગયો, કે ત્હારા ઉપર એવી શી આફત આવી પડી હશે, કે પડદે રહેનારી તું ગ્રહસ્થ બાઇ મ્હારા જેવા બેગાના પારકા પુરૂષની મદદ માગે છે, તેથી વહેલો ચઢી આવતાં તે હાંલ્લુ દાદરના કંગુરાને અથડીને ભાંગી ગયું, જેથી હું ઉદાસીથી વિચારમાં પડયો છું, કે જે એકજ હાંલ્લાંએ મ્હારી જાત જોએલી, જે એકજ હાંલ્લાં આગળ જન્મારા સૂધી હું નાગો બેઠેલો, જે જુના સાથીએજ મ્હારી ખાનગી ઍબ દીઠેલી, તે સાથી હવે ગુમ થવાથી જ્યારે હું નવું હાંલ્લું લાવીશ ત્યારે મારી ખાનગી ઍબ તે નવા સાથીને બતાવવી પડવાની, એ વિચારથી મ્હારૂં ચિત્ત ચકભમ થયું છે! હવે ત્હારૂં કામ ઝટ કહી દે."

આ વાત સાંભળી પેલી જવાન અપ્છરા તો છક્કજ થઇ ગઈ. આહા! મરદ થઇને એક નિર્જીવ હાંલ્લાંને પણ પોતાની કાયા બતાવતાં શરમનો પડદો આડો રાખે છે, તો તે પુરૂષ મ્હારી મનોકામના પૂર્ણ તો કયાંથીજ કરે! અરે!

જ્યારે જવાન પુરૂષ પોતાનું શિયળ સાચવવા માટે આટલો ઉત્સુક છે, તો મ્હારા જેવી એક ગૃહસ્થ અબળાએ પોતાની કાયા પરપુરૂષને બતાવવી એ પાપીમાં પાપી કામ છે, એમ વિચાર કરી પોતાની વાંચ્છના તોડી નાંખી, અને પેલા જવાનનો મોટો આભાર માની રજા આપી, પોતે પોતાનો હકદાર ખાવીંદ આવતાં સૂધી ઇશ્વરનું સ્મરણ કરી પોતાનો મદ છિમાવી દીધો.

અલ્યા લેહરી ! આ વાત ઉપરથી ઝટ એટલોજ સાર ખેંચી લે, કે "થોડા સમયને સારૂ બહારની વસ્તુઓથી, ઇંદ્રિયોના સુખોથી, બુદ્ધિની ચીકણી દલીલોથી, જગતના આશ્ચર્ય ઉત્પન્ન કરનારા પ્રસંગોથી વેગળો ખસી જા, અને ત્હારા હૃદય મંદિરનાં ઉંડામાં ઉંડા દિવાનખાનામાં પ્રવેશ કર. ત્યાં રહેલા દરેક પ્રકારના સ્વાર્થિ અને અપવિત્ર વિચારોથી મુકત થવાથી તું ત્યાં અખંડ મૌન, પવિત્ર શાંતિ અને આનંદમય સ્થિરતા અનુભવશે. જો કે તે પવિત્ર જગ્યામાં તું થોડોજ વખત રહી શકે, પણ ત્યાં તું ધ્યાન ધરે તો ત્હારી નિર્દોષ અંત્તરની આંખો ઉઘડી જશે, અને વસ્તુઓનું ખરૂં સ્વરૂપ ત્હારા અનુભવમાં આવશે. તત્વને તત્વરૂપ તું ઓળખીશ. ત્હારી અંદર આવેલું આ પવિત્ર સ્થાન તેજ ત્હારો ખરો અને અમર આત્મા છે. તેજ ત્હારી અંદર રહેલો દિવ્ય અંશ છે. જ્યારે આ અમર આત્મા સાથે ત્હારૂં ઐકય તું સાધે ત્યારેજ તું ઉત્તમ પ્રકારના મનવાળો, સમ્યગ્ જ્ઞાની કહી શકાય. તેજ પરમ શાન્તિનું સ્થળ, જ્ઞાનનું મંદિર, અને અમરપણાનું રહેઠાણ છે." આ સ્થાન મેળવવા માટે તું ખુદાતાલાને વિનંતિ કર, કે

ખ્વાજા મોરી નઇયાં પાર લગા દે, પાર લગા દે ! પાર લગા દે ! ખ્વાજા.
નાવ પુરાંની, નદીયાં ગહેરી, મોરે ખેવેયા પાર લગા દે ! ખ્વાજા.

જે માણુસ આવી પ્રભુની આજેજી કરે છે તેને ભગવાન કહે છે કે, જો કોઇ અત્યંત દુરાચારી હોય તોપણ તે મ્હારી અનન્ય ભકિત કરે તો તે સુખીજ થશે. તેનેજ સાધુ માનવો, તથા તેણે જે ઠરાવ કર્યો છે તે ઉતમ છે એમ સમજવું. કેમકે મ્હારી ભકિત કરવાથી તે દુરાચારી મટીને થોડાજ વખતમાં ધર્મિ થાય છે, અને સદાકાળની શાન્તિને પામે છે. હે અર્જુન ! મ્હારો ભક્ત કદાપિ નાશ પામતો નથી, એમ ત્હારે નક્કી સમજવું. જે કોઇ પાપી જાતિમાં ઉત્પન્ન થયાં હોય તે સ્ત્રીઓ, વૈશ્ય અને શૂદ્રો જેવી હલકી જાત હોય તે પણ જો મ્હારો આશ્રો શોધે છે તો તે ઉત્તમ ગતિ પામે છે, તો પછી પવિત્ર બ્રાહ્મણો અને રાજરૂષિઓ મ્હારા ભક્ત થઇને ઉત્તમ ગતિ પામે તો તેમાં નવાઇ શી ? એટલા માટે નાશવંત તથા દુઃખના ભરેલા આ સંસારમાં ત્હારો જન્મ થયો છે તો તું ભક્તિ કર. "આ સંસાર કેવળ દુઃખનું મૂળ છે. તેમાં સઘળી જાતનાં સુખ તો વ્યવહારી જીવને કયાંથીજ પ્રાપ્ત થાય ? તેમાં જરાક જેટલું સુખ કદાચ પ્રાપ્ત થાય છે, તો તે પણ નાશવતંજ હોય છે; તેટલા માટે ડાહ્યા પુરૂષોએ તેને અસાર સંસાર એવું ઉપનામ આપેલું છે. આ વાત જોકે સર્વ મનુષ્યો સમજે છે, અને તેમ કહે છે

પણ ખરા, કે ભાઇ ! આ સંસારમાં શું છે ? કેવળ ધુમાડાનાં બાચકાં ભરવા જેવી સંસાર સુખની ઇચ્છા છે; એમાં કંઈ નથી. એ તો નાશવંત છે. વિગેરે. પરંતુ તેમાંનો કોઇપણ એ વાતને અંતઃકરણમાં ઠસાવતો નથી. માત્ર મ્હોંડેથીજ એટલું કહીને બેસી રહે છે. એજ પ્રમાણે, આ લેહરી પણ એટલાં બધાં સુખ એકી વખતે પોતાને પ્રાપ્ત થયાં હતાં, તેમાં અસંતોષ માની પોતાની અપૂર્ણ ઇચ્છાને પૂર્ણ કરવાની આશામાં તથા તેના યત્નમાં નિરંતર સંતપ્ત રહેતો હતો. જેને સુખ પ્રાપ્ત થયું હોય, પણ તે ભોગવવા તરફ જેનું મન ના હોય, તો તેને તે સુખ શા કામનું ? તે સુખ છતાં દુઃખજ છે. પોતાનું મન માને તે સુખ અને ન માને તે દુઃખ. પેલા ધર્મિ રાજાને સઘળાં સુખ નિરર્થક હોવાનું કારણ માત્ર એટલુંજ હતું કે, પોતાને એક પુત્ર નહોતો. લૌકીકમાં વંધ્યપણું, એ એક સંતાપનું કારણ મનાયું છે; અને વળી પુત્રની અભિલાષા ધરાવનાર સ્ત્રી પુરૂષોને તો બહુ સંતાપકારક થઈ પડે છે." પરંતુ એક ચીજ ગમે એવી ઉત્તમ હોય તે વાપરી અને ભોગવી એટલે સહેજમાં તે ઉત્તમ લાગતી બંધ પડે છે. એ પ્રમાણે કુદ્રતે આપણે માટે એક ચીજ ઉત્તમ અને મધુર ધારીને બનાવી હોય, તે આપણા મનથી તો કડવાશ અને કંટાળાનું મૂળ લાગે છે. એ પ્રમાણે આપણી ખુશાલી મધેથી ખતા નિકળી છે, અને આપણાં સુખ માંહેથી દુઃખ નિકળે છે. લાખે લેખાં, ને કરોડે નામાં; ને જાતે દહાડે કાંઈ ન દેખાં.

## દિલાસા પત્ર ૫૦ મો.

"Ah! sweetly they slumber, nor love, hope, nor fear,
Peace, peace is the watchword, the only one here."

*Knowles.*

મરણ કાંઠે આવેલો નર પોતાની કરણીને ચારણીમાં ચાળી મુકેલી જોશે. યમરાજ તેની આગળ જાણે પારદર્શક કાચ ધરે છે, અને કોઇ મરતો માણુસ તેમાં ફરેસ્તાઓનીજ છાંયા જૂએ છે, કોઇ માણુસ શેતાનનીજ છાંયા દેખે છે, અને કોઇને હમેશગીનોજ રંગ દેખાય છે. હે પંચી ! તું આ જગત્માં માનવી રૂપે આવ્યો ખરો પણ પંખી રૂપે તને ઉડી જવું પડશે. જોશીના જોષ, વૈદ્યના ઔષડ, કે સલામતીની દુવાઓ ત્હારૂં મરણ અટકાવી શકશે નહીં. ત્હારી બેટી કે બાયડી નિત ઉઠીને ઓવારણા લેશે, કે "મરૂંરે મરૂં ! જી ભરૂં ! ઘરડા ડોસા થજો રે મરૂં ! જીવતા રહેજો રે મરૂં !" વિગેરે; ઘણા પ્રેમથી પોતાનો જીવ પણ ત્હારા જીવના બચાવ માટે અર્પણ કરવા સારૂ ઓવારણા લઈ ઓવરાઈ પોવરાઇ જશે, પણ ના તો ત્હારો જીવ બચશે, કે ના તો તું મરે ત્યારે તેણી પોતાનો જીવ આપવા તૈયાર થશે. એક ડોસી પોતાના જવાન છોકરાનાં નિત રોજ ઓવરણા લેતી હતી કે " મ્હારો

દીકરો જીવતો રહે, ને ઘરડો ડોસો થાય !" આમ દર રોજ ઓવારણા લઇ ખુદા પાસે દુવા ગુજારતી હતી, છતાં જવાન દીકરો ખાટલે પડયો, અને પગે પાંગળો થઈ અશક્ત બન્યો. ખાટલા ઉપરથી એક દહાડે નીચે ઉતરી ચાલવા કરે છે તો ચલાયું નહીં. ત્યારે ખુણામાં પડેલી લાકડીને કહે છે;

ઉઠઓ સોહાગણ લાકડી ! પડા હે તેરા કાજ;
જો દીન મૈયાં મંગતી થી, વો દીન આયા આજ.

ડોસી દીકરાને ઘરડો થયેલો જોવા માંગતી હતી, તે દીકરો જુવાનીમાંજ ઘરડો થઇ લાકડી લઇ ચાલવા લાગ્યો. થનાર વસ્તુ ામે એવી દુવા મ્હાવા છતાં દર રોજ દરેક ઘરે થતીજ જાય છે.

ત્હારી આગળ કાબેલમાં કાબેલ જોશીઓ આવી ટિપણાં, ટપકા, ને કુંડળીઓ કે જન્મોતરી કરી ત્હારા લાંબા આયુષ કહેશે, પણ તું તો આંખના પલકારામાં મરશે, અને જોશીને જુઠો પાડવા તું પાછો ફરશે નહીં. જે ગયા મરી, તેની ખબર ન આવી ફરી. અરેરે ! પ્રિન્સ આલ્બર્ટ આગળ એક બે ને ૩૨ મહાન ડાકટરોએ ભેગા થઈ તેને બચાવવા અનિતના ઉપાયો કર્યા, પણ તે જેવોએ જીવવા નહીં પામ્યો. ઇંગ્લંડના રાજાની દર રોજ હજારો ખાણુંઓ ઉપર સલામતીઓ ચાહવામાં આવેછે, હજારો વાર "રક્ષદેવ તું મહારાણી બહુ જીવજો !"નાં રાજગિતો ગવાય છે, તો પણ મહારાણી પણ કૈલાસવાસી થયાં, ને રાજાઓ પણ સ્વર્ગવાસી થયા. રાજા એડવર્ડ ગુજર્યા ત્યારે પોકારચીને શું પોકાર કર્યો ? The King is dead, God save the King ! રાજા મરણ પામ્યા, પ્રભુ રાજાને સલામત રાખો. જુના રાજા ગયા, પણ નવા રાજાને સલામત રાખવા પ્રભુ પ્રાર્થના થાય છે. રાજાના મરણની એક ગમથી શોક પાળવાની ક્રિયા થાય છે, તેજ પળે નવા રાજા ગાદીનશીન થવાની ધુમધામ ચાલે છે. આવી રીતનો આ જન્મ છે. માટે હે પંચી ! તું મરણનો શોક શા માટે કરે છે ? આ નાશવંત દુન્યાં છોડી, અવિનાશી દુન્યાંમાં જવા માટે દુઃખી શા માટે થવું ? "કધ નો ઇધ અષાઊંમ અગતો ઇથ્થે જંડ. હતત હચ અંડ્ ઓતૂ અઇથ્થે જડ હેમ્ અહૂમ્ આ." માણુસના મરણ પછી ત્રીજી બામદાદે તેનું રવાન પેલી દુનિયાંમાં જાય છે ત્યારે બહમન અમશાસ્પંદ તેને કહે છે કે, "ઓ અશો ! નાશવંત દુનિયાં તરફથી અહિં વગર નાશની દુનિયાં તરફ અમારી આગળ તું આવ્યું ?" प्राप्त कालो न जीवति ॥. એક ખાલ્પાને ત્યાં એક અધમુવા બળદને ચામડું ઉતારવા સારૂ આણુવામાં આવ્યો. ચામડું ઉતારવાની સામગ્રી ચાંડાળને તૈયાર કરતો જોઇ, તેજ ખાલ્પાને ત્યાંનાં ગાડાંનો બળદ રોવા લાગ્યો. ત્યારે પેલા મરતા બળદે તેને કહ્યું; "હે બંધુ ! ચામડું તો મ્હારૂં ઉતારવાની તૈયારી ચાલે છે. મરૂંછ તો હું, ને તું શાને રડે છે ?" પેલો ખાલ્પા ધણીનો બળદ બોલ્યો; "હે ભાઇ ! વીસ વીસ વરસ થયાં હું મ્હારા બળદ

બંધુઓના આવા દર રોજના હાલ થતા જોઇને રોજનો મુઝાઉં છું, કે મ્હારી પણ આવીજ દશા થવાની; તેથી દર રોજનો આવો મુઝાપો હવે મ્હારાથી નહીં ખમાતો. નિત રોજનો આવો ધડક ધ્રુજારો દેખી શકાતો નથી. તું તો હવે એક બે પળમાં નિકાલ પામશે, ને હું તો ત્હારા જેવા ભાઇબંધોના આવા હાલ જોઇ ઝુર્યા કરવાને જીવતો રહીશ, તેનો મને બહુ સંતાપ થાય છે. પ્રભુ હજુ ત્હારી જગા મને આપે તો વહેલો પરવારી જઇને મહા ભાગ્યશાળી થાઉં !" હે પંચી ! આવા પ્રકારનુંજ ત્હારૂં જીવન છે.

जातो बालो युवा वृध्धो मृतो जातः पुनस्तथा ॥ बंभ्रमीत्येष संसारे घटी यंत्रम माडवशः આ અજ્ઞાની જીવ સંસારને વિષે ઘંટી યંત્રની પેઠે, એટલે જેમ કુવા ઉપર રેહેટમાં ઘટમાળ હોય તે ફરીને હેઠળ જઇ પાછી ઉપર આવે છે, અને જેમ કુંભારનાં ચાક (ચક્ર) તથા ઘાણીનો બેલ સદા ફરે છે, તેમ પરવશ થઇને જન્મ લે છે, બાળક થાય છે, જુવાન થાય છે, વૃદ્ધ થાય છે, મરે છે, અને વળી પાછો જન્મે છે. અને અજ્ઞાનથી જીવ પોતાના સ્વરૂપને ભુલીને જન્મ મરણ રૂપી ઘટમાળમાં ફરી ફરીને મહા દુઃખ ભોગવે છે. આ ઉપરથી હે પંચી ! જ્યારે દિલગીરી, દરદ, સંકટ, કે કોઈપણ જાતનું દુઃખનું વાદળું ત્હારા શીર ઉપર આવી ચ્હડે, અને તું થાકેલાં પગલાંથી ગોથાં ખાતો ખાતો ચાલે, ત્યારે સમજજે, કે આનંદ અને સુખનો અસીમ પ્રકાશ અને ત્હારો પંડઃ એ બે વચ્ચે રાહુ રૂપે ત્હારી સ્વાર્થિ ઈચ્છાઓ, અથવા મનોકામનાઓ આડી આવે છે. મતલબ, કે સુખનો અસીમ પ્રવાહ ત્હારા ઉપર સીધો અને આપોઆપ પડે છે, પણ ત્હેની વચ્ચે ત્હારી વાસનાઓ, સ્વાર્થિ ઇચ્છાઓ રાહુ રૂપે આવીને અમુક મુદત સુધી પોતાનો પડછાયો ત્હારા ઉપર પાડે છે, કે જેને તું દુઃખ એ નામથી ઓળખે છે ! અને છેવટે તને પણ એમજ બોલવું પડશે, કે જયાં સુધી હું જીવીશ ત્યાં સુધી દુઃખો અને આપદાઓ મને છોડવાની નથી, પણ મ્હારેજ તેઓને છોડવાં પડશે. Misfortune will never leave me till I have it." હે પંચી ! આ જીંદગીમાં તું ત્હારા વિષય રસને ત્યાગે નહીં, ત્હારી વાસનાઓ અને ઇચ્છાઓને મારે નહીં ત્યાં સુધી એ ને એ ઘટમાળમાં તું આફતો સહન કરવાનોજ. તું જો, કે વિષયમાંજ હાથી મરણ પામે છે. જે દેશમાં હાથીઓ ઘણા હોય છે, તે દેશમાં તે હાથીના દાંતને લેવા વાસ્તે જંગલી લોકો જંગલમાં મોટા ખાડા કરે છે, ને તે ખાડા ન દેખાય, તે માટે ઉપર લાંબા વાંસો નાખી ઘાસ પાંથરી જમીન બરોબર કરી રાખે છે. ખાડાની જે તરફથી હાથીઓનું ટોળું આવતું હોય, તેની સામી બાજુ લાકડાંની એક હાથણી રંગ દઈ તૈયાર કરી મુકે છે. તે જોઇને જેમ કુતરૂં નાન જોય, પણ ડાંગ નહીં જોય, તેમ પેલા દુરથી આવતા હાથીઓમાંનો કોઇ હાથી, એ ખરી હાથણી છે, એવું ધારીને તે હાથણીને સ્પર્શ કરવાને જેવો દોડે છે, તેવોજ તે ખાડામાં પડીને દુઃખી થઇ થઇને મૃત્યુ પામે છે.

મુનિજન મોહ્યારે, મહાન મસ્તાની માયા,
બંધને બંધાયારે, રંક ને રાણી જાયા.
પારાશર સૌ ભદ્રી પુરંધર, નારદને વશ કીધ,
ચંદરમા ચિતમાં લલચાયા; લક્ષણવંતા લૂટી લીધ,
એકલશૃંગી રૂષિરે, ઓળમાં અટવાયા,—મુનિ૦
વિશ્વ બધું છે એના વશમાં, મોહ્યા ચૌદે લોક,
બ્રહ્મા શીવ સનકાદિક મોહ્યા, એની આગળ ડાપણુ ફોક.
દાસ ધીરો કહે છે રે, કોણુ માનવ કાયા—મુનિ૦

વિષય થકી જગતના દંડદાતા અખીલ યોગિંદ્ર સદાશીવ તે પણ ભીલડી ઉપર આશક પડયા હતા! ઈંદર ઔલ્યા જગત ગુરૂ બ્રહ્મા પોતાની પુત્રી ઉપર વિષયને લઈનેજ આશક થયા હતા! નારદજી વિસ્વ મોહીની ઉપર વિષયને લીધેજ આશક થયા હતા. તો હે પંચી! આવા વિષય રસમાં લપટાઇ પડવાથીજ માનવી દુઃખી જીંદગી ભોગવે છે. કુતરાંઓ છ છ મહિનાનાં સુકાં હાડકાંને રસ લઇ લઇને કરડે છે. સુકાં હાડકાંને કરડવાથી તેમનાજ દાંતોમાંથી લોહી નિકળે છે, અને જાણે હાડકાંમાંથીજ લોહીનો રસ નિકળતો હોય, તેમ મિઠાસ લઇ લઇને તે હાડકાંને કરડી કરડી પોતાનું મોં સુજાવી મેલી દુઃખ પામે છે, અને મોંમાં કીડા પડી તેને બહુ પીડે છે. તેમજ હાડ ને માંસના ગંધીલા લોચા તરફ માનવીઓ કુતરાંની માફક વિષયરસ ભોગવે છે, અને તેનાં દુઃખી પરિણામ ભોગવે છે. ઓ જવાન છોકરાઓ! તમારી ૧૦ વરસની કે ૧૧ વરસની ઉમરમાં તમે જે ગાંડાદશી ભોગવો છો, તેથી જરૂર ચેતજો. એ દશકાંના પહેલા હપતામાં અકુદ્રતિ ખલિત મા કરો! એ ગાંડાદશીમાં તમારી ધાતુ ખરાબ ના કરો! દેહનો જે રાજા તમારી મણિ, તમારી ધાત, તમારૂં ગૌરવ, તમારૂં સત્વ, તે બરબાદ ના કરો! હે યુવકો! તમારી ૧૭ થી ૨૫ વરસની વયમાં તમારી ગદ્ધાપચીશીનો બહાર હોય ત્યારે તમારૂં મણિરૂપી દ્રવ્ય ફોકટમાં ના ખરચી નાખો. આંખે જોઇને પગ મૂકવો, વસ્ત્રથી ગાળીને પાણી પીવું, સત્ય પૂર્વક વાણી વદવી, વિચાર પૂર્વક સદાચરણ કરવું, અને જુવાનીમાં ધાતુ (ધાત) સાચવવી. એટલાં ઉપર જો તમે ધ્યાન આપો તો તમને શારીરિક દુઃખો નહીં થાય. અરેરે! ખોટાં અને અકુદ્રતિ મૈથુન જવાનીમાં કરવાથી અઘોર વયમાં સંધિવા, કળતર, લોહીનો બગાડો, ક્ષય અને લકવાનાં દર્દો ઘણાં ખમવાં પડશે. વળી રોજનું માથું દુઃખશે, રોજની ઝીણી તાપ લાગુ પડશે, મનશકિત ક્ષિણ થશે, અને જ્યારે તમને પસ્તાવો થશે ત્યારે ઘણું મોડું થયલું તમને જણાશે. કેમકે શરીરમાંનો રાજાજ નબળો પડવાથી કદાચજ તમોને સંતાન પેદા થશે. ને કદાચ વંશવેળો થશે તોપણ તે રોગી, અને તવાયેલો તથા દુઃખી દરદી નિવડશે. વિવેકને વળગી રહી, હલકી વાત માટે શિખામણ દેવાની શરમ રાખી, આવાં દુઃખથી પીડા પામતા પુત્રને

યથા શકિત શિખામણ આપીને જે પુરૂષ તેને દુઃખથી મુકત કરવા યત્ન કરતો નથી તેને સારાં માણસો ઘાતકી ગણે છે. ઓ છોકરાઓ ! જવાનીમાં અટકચાલી કરી...... કરવાથી, તથા......કરવાથી, દિવસમાં ઉંઘવાથી, અને દિવસ ઉગતાં સુધી સુઈ રહેવાથી આયુષ્યનો ક્ષય થાય છે. તેમજ પ્રભાતમાં સુવું અને રાત્રે અપવિત્ર થઇને સુવું એ પણ નિષેધ છે. ઉંઘાડું મ્હારાથી કહી શકાતું નથી, પણ મોટપણે તમોને મન ને તનનાં ઘણાં દુઃખો નહીં જોવાં પડે તે માટે રાખી રાખીને એટલુંજ કહું છું, કે તમારો ઘટ રસ બગાડતા ના. દુઃખનું મુખ્ય કારણ તે મણિનો બિગાડો છે. જવાનીમાં અકાળ મરણ નિપજવાનાં કારણોમાં એજ બિગાડો મુખ્ય છે. ખૂબ ચાવી ચાવીને વાંચજો. હે પંચી ! સુખી ઘર તો તેજ છે, જ્યાં હાજત ઉપ્રાંતનું કાંઈ દિઠામાં આવતું નથી, મગર જે ગરીબ ઘર સંપ અને એકદિલીથી હળીમળી રહ્યું હોય, તે રાજાના મહેલ કરતાં વધુ સુખી ને સુંદર છે. નામાંકિત ફ્રાંકલીન કહે છે, કે થોડી હાજત હોય અને તે હાજત પુરી પાડવાની શકિત હોય, એટલે માણસ સુખી ગણાય. મન કહે ધરાઇશ નહીં, ભુખ કહે ખાઈશ નહીં, એવી હાલતનું ઘર સુખી નથી. સુખી હાલત ઉપલાં ઘરમાં જણાય છે. એ લોકોમાં કજીઆનું મોં કાળું છે. એ લોકોમાં સંપ અને સંતોષ છે. એ લોકોમાં શરીરની સુખાકારી છે. એ લોકોમાં હાજતો થોડીજ છે. અને તે હાજતો પુરી પડે છે એટલે તેઓ સુખી છે. તેઓ મહેનત કરે છે અને પેટ ભરે છે. એટલે બીજી ફીકર ચિંત્તા કાંઇજ નથી. અલબતાં, એક રઝળતા ટળવળતા ભિખારીની જે હાલત તે કાંઇ સુખની હાલત નથી, અને આ લોકોની હાલત તેવી નથી. સૌ કોઈ કહેશે, કે ઘરનું સુખ તે સઉથી સરસ સુખ છે. ઘરનું સુખ તે ગોયા ગામનું સુખ છે. ઘરનું સુખ હોય, અને દુન્યાંનું બીજું ગમે એ દુઃખ હોય તો ચાલી શકે, પણ દુન્યાંનું ગમે એવું સુખ હોય, અને ઘરનું સુખ નહીં, તે ઘર બિહામણું હોય છે. જા ઘર નાર સનાર, જનમાર જીત્યા; દીઓ ગઉકું દાન, પીંપલકો પોશીયા. હે પંચી ! ઉપલાં ઘર તરફ ધ્યાન પહોંચાડો. ઘર જોશો તો ગરીબ માણસનું છે. ઓરડો જોશો તો નાનો છે, તેમાંનો સામાન જોશો તો સાદો છે, માણસો જોશો તો ગરીબ છે, પણ તેઓ તનદોરસ્ત છે. તેઓ ખુશી છે. હસે છે. ગાય છે. વગાડે છે. રમે છે. અને અકેકને રમાડે છે. મોટા બાવા માહાટાટા બની રહેવા છતાં કાન્યા ટોપી પહેરીને કેવા ટટાર બેઠા છે ! અને સારંગી વગાડે છે. પાસે બેઠેલાં મોટાંમાય મરણ કાંઠે આવેલાં છતાં, ટાઢનાં લખલખાં નહીં ખમાવાથી ઓઢી પોઢીને બેઠાં છે, તોપણ પોતાથી ત્રીજી પેઢીનાં બચ્ચાંને આંખ આગળથી ખસેડતાં નથી. આ ઘરડે ઘરડાં જોડાંની વહુ જે આજકાલ કરતી કારવતી ઘર ધણીઆણી થઇ છે, તે ઉમરે અધેર થવા છતાં ઘરનું એટલું કામ કરે છે, કે આ કુટુંબ મંડળમાં આવી બેસીને બચ્ચાંને ખોળા ઉપર રમાડવાની હમણાજ જરા પુરસદ મળી છે. છોકરો બપાવાની સામે ઉભો રહી ટાટા ટીટીની ટોટડી ભાષાની ગમ્મત આપે છે. ત્યારે કહે પંચી, કે હવે ખરૂં સુખ કયાં છે ? મા ભઠિયારી, પુત ફતેહખાં કહેવાડી થોડી હાજતે સંતોષ માને છે ત્યાં

અમસ્થી દોલત, યા રાજપાટ, યા બાગ બંગીચાથી માણસ સુખી થતું નથી. એક જણુ પાસે બાગબગીચા નહીં હોય, વાડી ગાડી નહીં હોય, તોપણુ તે ઘણોજ સુખી રહી શકે છે. પેટ ભરીને ખાવું અને નચિંતાઇથી ઉંઘવું એજ જો સુખની સાબેતીઓ હોય તો જેમ દોલત વધતી તેમ એ નિશાણીઓ ઓછી માલમ પડે છે. અને એ સાબેતીઓ પૈસા વગર મળી શકે છે. યાદ રાખ પંચી, જો ત્હારૂં ઘર સુખી જોવું હોય, તો માત્ર ત્હારી જોડુ ઘણી સારી હોય તો તેટલુંજ બસ છે. ઘરનો તે પ્રધાન ડાહ્યો હોય તો તને કદિએ દુઃખ કે વિપત્તિ પડશે નહીં.

સુખ સંસાર નારી સમાન બીજું નથી ખરે, રૂડી સ્ત્રી જેને જડે,
મોજો જગની આરામ માન, સર્વે મેળવી ફરે, રૂડી સ્ત્રી જેને જડે.—સુખ૦
મિત્ર સગા સુખના સહુ, તજશે આફત જોઇ, કરશે તમ બદગોઇ;
સત્ય વળગી રહેશે બહુ, નારી દુઃખ સાગરે, તે તમ જાણજો ખરે.—સુખ૦
પતિ સુખ તેજ ખરો—મળે પાકજાદ નાર,
પવિત્ર કોલ ધર્મનો—પાળી રહે વફાદાર. બીજું નથી૦
નર તે કમનસીબ ખરો—જેને સ્ત્રી મળે બુરી, છે વ્યર્થ જીંદગી ખરી,
વહે દીલે ગમનો ઝરો—તે સદા દુઃખી કરે, આખર ઝુરી મરે.—સુખ૦
નાર ખરી તેજ ગણાય, ઘાનત રાખે પાક,
બદ કર્મોથી ડરી હંમેશ, રાખે ધણીનો ધાક. બીજું નથી૦
ખરો સુખી તેજ છે જવાન, જે પામે રૂડી નાર, સુખે દુઃખે ભોગવે પ્યાર;
કહે 'નોશેર' જગ દરમ્યાન, સ્ત્રી છે શ્રેષ્ઠ ખરે, રૂડી સ્ત્રી જેને જડે—સુખ૦

જુવાન ભરથારોને પોતાના સુખ માટે, અને ભલી ભાર્યાએ દુઃખને પોતાના ઘરનો ઉંબર ઓલંગી બહાર નિકળી જતું જોવા માટે, ભલી ઓરતોના ભરથારો પ્રત્યેના રૂડા દાખલા જાણુવાની જરૂર છે. બૅવેરિયાના ડયુક ગેલ્ફે, શહેનશાહ ત્રીજા કૉનરાડ સાથે લડાઇ ઉઠાવતાં ફસી પડયો, અને ઘેરાઈ ગયો. આખરે આ ઘેરામાંથી દેશ બહાર જવાની શહેનશાહ પાસે પરવાનગી મેળવી. પણ ડચેસ ઓફ બૅવેરિયાએ જોયું, કે પોતાના મહેલમાંના બૈરાંઓની પાદશાહ પાછળથી લાજ લુટી ખરાબ કરશે, તેથી એવી પાસપોર્ટ માંગી, કે મહેલમાંથી જે આદમીઓ બહાર જાય તેઓને તેમનાથી લેવાય તે ચીજ લઇ જવા દેવી. પાદશાહે કબુલ કરવાથી મહેલમાં તમામ ખજાનો પડતો મેળી દરેક અમીરજાદીઓ પોતાના ધણીઓને ખાંધે મુકી પસાર થઈ ગઇ. આવી વફાદાર ઓરતોની આફ્રીન કરી પાદશાહે તેઓના ધણીઓને માફી બખ્શી કહ્યું, કે "દુઃખમાં દિલાસો એ તો ભલી ભાર્યાજ છે. જીઆંગાર દર્દનું રામબાણુ ઔષધ તે તો સદ્‌ગુણી નાર જ છે. આફતને મારનાર દેવી તે નેક ખસ્લત ઓરત જ છે. હે ઉમરાવો! તમને કુદ્રત પણુ દુઃખો કેમ આપી શકશે? અરેરે! જે ઘરમાં હિંમતવાન ને દુઃખ—મુક્ત સ્ત્રી વસે છે તે ઘરને ત્રણુવાર નમસ્કાર હોજો! કમનસીબ લોર્ડ રસલની સ્ત્રી લેડી રસલના જેવી દુઃખ ખમનારી ને

ધીરજવંત બાઇ કોઇકજ હશે. ધણી ગુજરી ગયા પછી પોતાનો બેટો એડફર્ડનો બીજો ડયુક મરણ પામ્યો, ત્યારે "ખુદાની મરજીને આધીન છુ" એટલુંજ બોલીને જાણે કાંઇ અકુદ્રતિ બન્યુંજ ન હોય તેવી શાંતિ રાખી ફરતી. પછી જ્યારે તેણીની પ્યારી ન્હાની દીકરી ડચેસ ઓફ્ રત્લૅંડ ૯ મા બાળકને જન્મ આપીને ગુજરી ગઇ ત્યારે લેડી રસલ બોલી, "ખુદાના હુકમને તાબે છું." આ ન્હાની બેટી ગુજરી ગઈ ત્યારે વડી બેટી ડચેસ ઓફ્ ડેવનશાયર સુવાવડમાં હતી, જેથી લેડી રસલે જોયું, કે તેણી ગભરાટમાં ઑરનું દોર કરી મેળશે, માટે ન્હાની બ્હેન ગુજરી ગયાની સુવાવડી દીકરીને ખબરજ આપી નહીં. અને એકાએક એવી ખબર નહીં આપતાં વડી બેટી જ્યારે ન્હાની બ્હેનની ખબર પુછવા લાગી, ત્યારે તેણી છાતી ઉપર પથ્થર મુકીને બોલી કે; "આજે તે બિછાના ઉપર દીઠામાં આવી નથી!" આ તે હીંમત. એજ માફક આપણા પહેલા સર જમશેદજીથી ઘણાં ન્હાનાં બાળકોનાં મોત લેડી આંવાંબાઇએ છુપાવ્યાની વાત મશહુર છે. આવી જે ઘરમાં સદ્ગુણી બાનુ વસે છે, તેજ ઘરમાં શાંતિ દીઠામાં આવે છે.

દુઃખ રૂપી જેવો રે, સંસાર સુખ રૂપી વળી;
વિચારીને જોશો રે, ભેદ સાચો જાશો કળી.
માન્યા મનોરથ સિદ્ધ થવાથી, અંતર થાય ઉલ્લાસ;
આશા ઉંધી વળતાં ઉરમાં, ખિન્નતા ખેદ નિવાસ;
જુઓ રંગ જૂદા રે, હર્ષ શોક ભેગા મળી.——દુઃખ૦
અમૃત સાથે વિષ મળ્યું છે, ચિત્ત ધરો એ ચિતાર;
અનુભવથી પછી આંકી જોજો, પ્રસર્યો એજ પ્રકાર;
સાચું જુઠું ભેગું રે, જગત થયું તેનું મળી.——દુઃખ૦
માનત નહીં જો સુખ સમૂળું, માંડત નહીં ઘરબાર;
માતા પિતા પુત્ર નારી આદિની, માયા ન થાત લગાર,
પવન શીત સાથે રે, ઉષ્ણુતાની આંચ વળી.——દુઃખ૦
સ્વારથ ને પરમારથ સાથે, આ દેહેજ સધાય;
લાભ અનુપમ એવો લેતાં, પ્રસન્ન પ્રભુજી થાય,
ભવ બધા એ રીતે રે, જાશે જોતાં જોતાં ટળી.——દુઃખ૦

# દિલાસા પત્ર ૫૧ મો.

"Each in his hidden sphere of joy or woe
Our hermit spirits dwell and range apart,
Our eyes all around in gloom or glow
Hues of their own, fresh borrowed from the heart."

મિત્ર શોલીખાં! બેટા બેટી પેટે નહીં અવતરવાનાં દુઃખ કરતાં અવતરીને જો દુષ્ટ ચાલ ચલાવે, તો તેથી થતાં દુઃખ બહુ ભારે હોય છે. તેમજ ઘણા મિત્રો નહીં હોવાનાં દુઃખ કરતાં ઘણા મિત્રો થઇ ઘર મારે તે દુઃખ વિશેષ ભારે છે. મિત્રને વહેલો શત્રુ કરવાથી ઘણી મુશકેલીઓ આવી પડે છે, પરંતુ દુષ્ટ લોકોને ધિક્કારવાથી આવી પડનારી આફતો કરતાં તેઓને દુશમન કીધાથી ચોવડી આફત આવી પડે છે. માટે મિત્રથી છુટો પડે તો તેને દુશમન બનાવીને ના છુટો પડ. શોલીખાં! દુઃખોની હજારો તરવાર સામે, સંસારની લાખો જંજાળો સામે એકજ ઢાલ ત્હારી પીઠે વળગાડેલી રાખજે, અને તે ત્હારી મોહોરદાર. જો એક માણસે સર્વ દુઃખને હણવાં હોય, જો એક પુરૂષે સંસારનાં સુખ જોવાં હોય, તો પરણેતર વિમુખ ન થાય, સ્ત્રી વિયોગ ન કરે, ઓરત શત્રુ ન થાય એવી દરેક તજવીજ રાખવી. દરેક પુરૂષે પોતાના ઘર રાજ્યના પ્રધાનને અચ્છી સુરતનો પસંદ કરવા કરતાં અચ્છી ખસ્લતનો પસંદ કરવો સજાવાર છે. કંઇ નહીં, ત્હારી દુકટી બજારૂ નિકળી તેનો શો અંદેશો છે? જાગીરો ફના થઇ ગઇ તેનો શો મુઆકો? દોલત ઘસડાઇ ગઈ તેથી શું થયું? ત્હારા દુઃખના વખતમાં ત્હારી ખરી મોહરદાર અને ત્હારા ખરા દોસ્તો ત્હારૂં શુન્યું ઘર શાંત પાડી શકશે. નઠારા લોકોને દુશમન ના કરતો, તેમ ભલા લોકો હોય તેમને દોસ્ત કરવાની તક ના ખોતો. ઑગસ્ટસને જ્યારે તેની બેટી જુલ્યાએ નરસ લગાડયું, અને હિનપસ્તીમાં નાખ્યો ત્યારે તેને બોલવું પડયું હતું કે; એગ્રીપ્પા અથવા મેસીનાસ જો આજે જીવતાં હોત તો મ્હારો એવો દહાડો નહીં આવત. અર્થાત, પોતાની ઢાલ સમાન જોરૂ અને બાજુ સમાન મિત્રને એણુના કટાકટી વખતે આપણને વારંવાર યાદ કરવાં પડે છે. અતિ દુસ્તર દુઃખની માંહે પુરૂષ કોઇ ટળવળે, તેને સારી નારીની સમાન સુખદ ઔષધ નહીં મળે. આપણું ઘર એ આપણું નાનકડું રાજ્ય છે. આપણી ઑરત એ આપણા રાજ્યનો પ્રધાન છે. પ્રધાન કાંઈ રાજભોગ કે રાજવિલાસ માટે હોતો નથી. પ્રધાનની પસંદગી કાંઈ ગોરી કે કાળી ચામડી ઉપરથી કરવાની નથી. પ્રધાન કાંઇ રાજા બુઢો છે કિંવા શરીરે કાયલી છે તે ઉપર નજર રાખતો નથી. તેની નજર તો પોતાનું ગ્રહરાજ કેમ ચાલે છે, કેમ ચાલવું જોઇએ, અને તેનું રક્ષણ શી રીતે થાય, રાજાનો બચાવ કેવી રીતે કરવો, તે ઉપરજ રહે છે. તે તો હમેશાં રાજાના સુખે સુખી, ને રાજાના દુઃખે દુઃખી રહે છે. એવા એક ઘરના પ્રધાન વીશે સાંભળ. મેડમ લાવર્ન નામની ૨૦ વરસની એક પરી જેવી ખુબસુરત અબળા ૬૦ વરસના એક ઘરડા લોગવીના પાસબાન સાથે પરણી હતી. અને તેના પતિને જ્યારે કેદ પકડવામાં આવ્યો, તે બાપડો સખત માદગી ભોગવતો થઇ પડયો, તેના ઉપર પુછી પુછીને દુઃખો પડયાં, પણ સબુરી રાખી તેણી પોતાના ધણીને વળગી રહી. અને જ્યારે ધણીને ફાંસી દેવામાં આવ્યો ત્યારે ફાંસીના લાકડાં ઉપરજ તેણી પણ મરી ગઇ. હે ખાં! દોલત જતી રહી તેનું તું રૂદન રડે છે, પરંતુ દોલતની સાથે જોડાયલી આંટીગુંટી અને ગુંચવણો મટી ગઈ તેનો તું હર્ષ કેમ દેખડાવતો નથી? જેમ દારૂ સાથે કેફ હોય છે, ગુલાબ

સાથે કાંટા હોય છે, સુખ પાછળ દુઃખ હોય છે, અને જીંદગી સાથે અજલની છુરી બીક હોય છે, તેજ મીસાલે દોલત સાથે તરેહવાર જાતના ઝેરી સર્પો વિંટળાયેલા હોય છે. અને જે શખ્સ તેવા સર્પોના પેચમાંથી છેવટ સુધી પોતાને મોકળો રાખે છે, તેજ શખ્સ ખરો હુશિયાર અને ખરો ભાગ્યવંતો ગણાવો જોઇએ. ઘણીવાર બને છે, કે જે કંટાળાને આપણે તાબે થઇએ છિયે તે કંટાળો ખરેખરો કંટાળો નથી, પણ મનથી માની લીધેલો હોવાથી બીજાંઓની નજરમાં આપણે રડાકુટા કર્યા કરનારાં ને રૂદન પાટલો રડયા કરનારાં લાગ્યે છિયે; જેથી કોઈ આપણી દયા ખાતું નથી. આવા રડાકુટાથી આપણે પોતે પોતાનેજ છતાં પાડી દુઃખી જણાવ્યે છિયે, પણ બીજાંઓ પાછળથી દુઃખની દયા કરવાને બદલે હસી કરે છે. શાલીખાં! જેનો તેં ભિડની વખતે હાત્રે ઝીલ્યો હોય, જેને તેં પ્રિતથી ચાહ્યું હોય, જેનું મન કદિ ન દુઃખાય એવી તેં તજવીજો કરી હોય, અને તેજ જો નિમકહરામી કરી ઉપકારનો બદલો અપકારથી વાળે, તો તું યાદ રાખજે કે નવ્વાણું જન્મોનું તેનું પુન્ય ઘસડાઇ ગયું, અને નવ્વાણું જન્મોનું ત્હારૂં પાપ ધોવાઇ ગયું. ઇંગ્લંડની તવારીખમાં એવો એક દાખલો નોંધાયલો છે, કે લેડી જેન ગ્રે જેણીએ થોડા દહાડા માટેજ ઇંગ્લંડની રાણી થઈ થોડાજ દિવસ સુધી માથે તાજ મુકયું હતું, તે ઘણી ડાહી અને ભલી બાઈ હતી. તેણી રાણી થવા ખુશી ન હોવાથી, અને તેની સગી મેરીનો હક્ક હોવાથી મેરીને રાણી બનાવવા જેનની ખાસ ઇચ્છા અને સીફારસ હતી, તોએ તેણીનેજ રાણી બનાવવામાં આવી. પરંતુ મેરીનેજ તે બધું માન આપતી. મગર તરકટી મેરીએ તેના ધણી સાથે તેને કેદ કરાવી, ને આખરે બન્ને ધણી ધણીઆણીને ફાંસીએ લટકાવ્યાં! જેન ગ્રે નિર્દોષ અને નિષ્કલંક હોવાથી મરતી ઘડી સુધી તેણી આનંદિ સ્વભાવ રાખી લોકોને મરણથી નહીં બીહતાં ઇશ્વરથી બીહવાનો બોધ આપી, રૂમાલ ઉડાવતી ઉડાવતી ફાંસીએ ચઢી ગઇ હતી! કૃતઘ્નિ મેરી એટલાંથીજ ધરાઇ ન હતી, પણ તેણીનાં તરકટો અને ફરેબને લીધે ક્વીન એલીઝાબેથને પણ ભારે સંકટો વેઠવાં પડયાં હતાં, પણ ધીરજનાં ફળ મિઠાં ચાખવાને પાછળથી તેણી સુખી જીંદગી મેળવીને ઇંગ્લંડની મહાન રાજકર્તી રાણી થઇ પડી હતી. પણ મેરી હિણાયલી હાલતે, ત્યાંનતો સાથેજ જીવવા અને મરવા પામી હતી. માટે હે ખાં! માનવીએ હંમેશાં સદાચારનું યત્ન પૂર્વક સંરક્ષણ કરવું. ધન તો જાય છે અને આવે છે, માટે ધન ઓછું થવાથી મનુષ્યને હલકો પડી ગયલો ન સમજવો. પરંતુ સદાચારથી ભ્રષ્ટ થયલો મનુષ્યજ ખરેખર હિણાયલો છે. પુષ્કળ પૈસો હોવાથી માણસ અકલમંદ કહેવાતો નથી.

સવાલ—અક્કલમંદ વધારે પસંદ પડેલો કોણ ગણાય છે?

જવાબ—જે કોઇ દુન્યાંના નાશ વિષે વધારે જાણીતો હોય તેજ.

હે બંધુઓ! હે બ્હેનો! સંસાર વહેવારમાં સગાંવ્હાલાં જેટલું સુખ નથી, ને સગાંવ્હાલાં જેવું દુઃખ પણ એકે નથી. અકેકના ઠરાવી આપેલા માર્ગો પ્રમાણે

કુટુંબના લોકો ચાલતાં હોય, તો આ સંસાર જેવો સુખી નથી. નહીં તો આ સંસાર જેવો દુઃખી પણ નથી. જે આપણું સારૂં કરે તે આપણા મા બાપ. જેણે નરો જન્મ આપ્યો તેજ એકલાં નહીં. મા બાપ અને છોકરાં એ બે જણાએ અરસપરસ સુખની આપ લે કરવા થકી ઉપયોગી થવું જોઇએ. છોકરાં અજ્ઞાન છે ત્યાં સુધી માબાપે તેમનું પાલણ પોષણ કરવું, વિદ્યા ભણાવવી, ઘણા લાડ ન લડાવીને તેમને આજ્ઞામાં રાખવાં. પછી તે મોટાં થઇને કમાતાં થયાં એટલે ફરજ છે તેમની, કે માબાપને કશી વાતે તેઓએ ઓછું પડવા દેવું નહીં. એવો એ અરસપરસનો ધર્મ છે. માતા પિતા પુત્રોને ઉત્પન્ન કરે છે, તેથી પુત્રો એ બેઉને સમાન છે. માટે પુત્ર ઉપર જેટલો માતાનો હક્ક છે તેટલોજ હક્ક પિતાનો છે, એમાં સંશય નથી. પરંતુ હવે ઢાલની બીજી બાજુ શાસ્ત્રકારોએ એવી કહી છે, કે રૂણ કરનારો પિતા, વ્યાભિચારિણી માતા, રૂપવાળી સ્ત્રી, અને વિદ્યા ભણ્યા વિનાનો પુત્ર એ બધાં સંબંધી નહીં પણ શત્રુઓ છે. જે માતાપિતા ગુરૂ રૂપ છે તેને હે જવાન! હમેશાં પુજતો રહે. કાંકે, સર્વ પ્રકારના ગુરૂઓમાં માતા એ પરમ ગુરૂ છે. માતા એ પૃથ્વિ કરતાં પણ મોટો ગુરૂ છે. તેમજ પિતા આકાશ કરતાં પણ વધારે શ્રેષ્ટ છે. સંસારમાં જો આ ટુંકા ટુંકા વચનોનો લાંબો વિચાર કરીને અનુભવવામાં આવે, તો માણસ માત્ર દુઃખ ભોગવવાની ચોખ્ખે હાથે ના પાડી શકે. એટલું તો ખરૂં, કે એકની પાસેજ સર્વ ગુણો જોઇએ એવી દેવની ઇચ્છા નથી. એટલા માટે જેને અનેક ગુણની આશા છે તેની તે પુરી થતી નથી. માટે ખેદ પામીને આપણા ગુણ હોય તે ઉપર અનાદર કરવો નહીં. મહેનત કરીને તે ગુણની વૃદ્ધિ કરવી. સઘળા ગુણ પેદા કરીને તેનું ફળ તો એજ, કે મનને આનંદ પમાડવો. તે આનંદ જેટલો ઇશ્વરે આપણને અનુકૂળ કર્યો છે, તેટલામાંજ કરી લઇએ, તો આ મૃત્યુ લોકમાં જે સુખ છે તે તે પુરૂષને પ્રાપ્તજ છે. એક વફાદાર ઑરત પતિને માટે, અને એક માયાળુ માતા પુત્રા પુત્રીને માટે દેવતા રૂપ છે. કહેવત છે, કે ગરીબ ઘરની ડોસી, ને નહીં જોઇએ વૈદ્ય કે જોશી. ઘરમાં ઘરડી માતા ન હોય, તો અરધું રાજ ગુમાવ્યું સમજવું. પણ ઘરમાં પતિવૃત સ્રી ના હોય ત્યારે તો આખું રાજ્યજ ગુમાવ્યું સમજો. ધણીની જગા નિમકહલાલ ઑરત સાચવી શકે. દિલ્લીના બાદશાહ અલાઉદ્દીન ખીલજીએ જ્યારે રજપુત રાજા કર્ણસિંહ ઉપર ચઢાઈ કરી ત્યારે રૈયતનું ને પતિનું રક્ષણ તેની સ્રી કળાવતીએજ કર્યું હતું. હે ભાઇઓ! પુત્ર પુત્રી પેદા થવાની સાથેજ તમો જોશીને ત્યાં દોડી જાવ તેના કરતાં પરમેશ્વરનો પાડ માનવા ભક્તિ કરવા બેસો, કે જન્મેલું બાળક પોતે સુખી થાય ને તમોને સુખ આપે. જોશીના કહ્યા ઉપરથી ઘણા અનર્થ થાય છે. બાપ દીકરાંને જોશીજ બેદીલ કરે છે. જોશીથીજ બાપનો દીકરા ઉપરથી મન ઉતારો થાય છે. પુછે તેટલુ ખુંચે. જોશીનાં વચનો કાંઇ ખુદાઇ વચનો હોતાં નથી. તેમના વચનો માબાપને તેમજ બચ્ચાંને દુઃખી કરે છે. જોશીનીજ મોકાણમાં સિંધ દેશના રાજા શેરપાવરની પુત્રી રાણકદેવી દુઃખનું એક પુતળું થઇ પડી હતી. તેના જન્મવાથી જોશીઓએ રાજાને કહ્યું, કે જે

કોઈ એને પરણુશે તેનું રાજપાટ જશે, ને તેનો પિતા આંધળો થશે. તે ઉપરથી રાજાએ તેણીના જન્મને દિવસેજ રણુમાં છોડી મુકાવી. આપડી ન પતિ કે ના પિતાનાં સુખ માટે બચવા પામી. એક કુંભારે તે બાળકને ઉંચકી લઈ ઉછેર્યું, અને તેણીના ઉપર અનેક દુઃખો પડયાં. જોકે તેણીએ આ દુઃખો સહન કીધા બાદ પાછાં સુખો મેળવ્યાં ખરાં, પરંતુ ફરી ફરીને દુઃખોમાં પડી. વળી સિદ્ધરાજ જેવા રાજાની તેણી ઉપર દાનત બગડવાથી તેણે પણ તેણીને ઘણી સંતાપી, તોપણ તેણી દુઃખ ખમનારૂં પુતળું હોવાથી સઘળું ધૈર્યથી સહન કર્યું. એ બંધુઓ! ઓ શોહીખાં! તું સ્ત્રીની અચ્છી સુરત કરતાં અચ્છી ખસ્લત પસંદ કર. અચ્છી સુરતજ ઘણીવાર મહાન દુઃખોના બિયાં છે. અચ્છી ખસ્લતજ મહાન સુખોનાં મૂળ્યાં છે. ડો. ફુલર કહે તેમ, "A deformed man is God's workmanship, but not drawn with even lines and lively colours; not for want of skill, but for the pleasure of the maker." બદસુરતી, કરૂપ એ સર્વ ઈશ્વરની બનાવટ છે. તે માલેક કાંઇ ચહેરાને રંગ બેરંગી લીટા લીટિ દોરી શોભીતો બનાવવામાં પોતાની કારીગીરિ કે હુન્નરમંદી બતાવતા નથી. તેઓ ધારે તો ચાહે એવા ચહેરા ઘડી શકે, પણ જે કાંઇ કરવાનું તે તે માલેકની મરજીની વાત છે. હવે જો સ્ત્રીએ સુખી થવું હોય, અને દુઃખનું આંગણું ખણી નાખવું હોય, તો તેણીએ બાળપણમાં પિતાના, જુવાનીમાં સ્વામીના, અને વૃદ્ધાવસ્થામાં સાસરીઆંના આધીનમાં રહેવું, અને કદી સ્વતંત્ર રહેવું નહીં. આ મંત્ર વડે દુઃખને દરવાજા આગળથી બહારનું બહાર રાખવાને કોઇપણ સ્ત્રી શકિતવાન થશે. ચશમાથી બધું જોઇ શકાય છે, પરંતુ ચશમા આંખોને ભારે બોજા થઇ પડતા નથી. આંખને જોવામાં અટકાવ કરવાને બદલે ઉલટા મદદગાર થઇ પડે છે. આંખને બીજી વસ્તુઓ વચ્ચે પડદા રૂપ નહીં થતાં, ઉલટું બીજી ચીજો સ્પષ્ટ દેખાય તેવી મદદ કરે છે. તેજ મુજબ સ્ત્રી ને પુરૂષ, વર ને વહુ વચ્ચેનો સંબંધ હોવો જોઇએ. એક બીજાંનાં કાર્યમાં હરકત કરતા થઇ પડવા કરતાં એક બીજાને સહાય થાય તેમ વર્તવું જોઈએ. આમ થવાને જડ લગ્ન ના હોવું જોઇએ, પણ આત્માનો આત્મા સાથે સંબંધ થવો જોઇએ. બન્ને વર વહુ એક બીજાંને જડરૂપ ના ગણુતાં આત્માજ દેખે, પરમ સત્ય દેખે, ને સ્વાર્થરૂપી આડ ખિલીઓ વચ્ચે ના આણે, તોજ ખરો ધણી ધણિયાણીનો ગ્રહસ્થાશ્રમ શોભી નિકળે. એવાં સાચાં જોડાં જગત્‌માં ઘણી ઘણીવાર જન્મે છે. ઉભયકુમારી નામે ચંદેરી નગરીના રાજા પ્રતાપસિંહની પુત્રી હતી. તેણી સુરસેનને પરણી હતી. સુરસેન એકવાર લડાઇ ઉપર ગયલો તેણે અમુક દિવસે આવવાનું તેણીને વચન આપેલું. તે દિવસે ઉભયકુમારીએ સોળે સ્રુંગાર થઇ આખો દિવસ રાહ જોયા કીધી. રાત પડતાં જ્યારે વ્હાલો નહીં આવ્યો ત્યારે સુખનો દેહ દુઃખમાં ફેરવીને શોકથી તુરત ફાળ ખાઇ મરણ પામી. સવારના પહોરમાં સુરસેને આવીને જોયું તો પતિ વિયોગ માટે સતીએ ફાળ ખાઇ પ્રાણ ત્યાગ કર્યો એમ સમજી લીધું. આથી તેણીનું

ડોકું પોતાના ખોળામાં મુકી ઇશ્વર પ્રાર્થના કરી, અને પોતે પણ તેના શબ ઉપર પડી મરણ પામ્યો. એક સતી સ્ત્રી અને વફાદાર પુરૂષના અંત્તર પ્રેમના ખેલો એવાજ હોય છે. જગત્‌ના રંગ એવાજ છે. સંસારના ઢંગ એવાજ છે.

જળ બુદ બુદના જેવું, જગત્‌ છે જળ બુદ બુદના જેવું.
મન મોહક છે રૂપ રંગ પણ, શું એમાંથી લેવું ? જગત્‌ છે.
તન મન મિથ્યા, સાધન મિથ્યા, સઘળે સંકટ સ્હેવું. જગત્‌ છે.
હોવાનું દુઃખ, ખોવાનું દુઃખ, જોવાનું શું કે’વું ? જગત્‌ છે.
નાચ નચાવે સૂત્રધાર ત્યમ, વેષ ધરીને રે’વું. જગત્‌ છે.
લેવાની છે નીત પરંતુ, કાન ગમે નહીં દેવું. જગત્‌ છે.



# દિલાસા પત્ર પર મો.

“Behold, the day is passing swiftly over, our life is passing swiftly away, and the night cometh, wherein no man can work. The night once come, our happiness, our unhappiness,-it is all abolished, vanished, clean gone; a thing that has been: ‘not of the slightest consequence’ whether we were happy as eupeptic Curtis, as the fattest pig of Epicurus, or unhappy as Job with potsherds, as musical Byron with Giaours and sensibilities of the heart; as the unmusical meat-jack with hard labour and rust!”

વિજળીના એક પલકારાના ચમકારાની માફક ઉપરા ચાપરી સુખ પછી દુઃખ આપણી આ થોડા વારની જીંદગીમાં આવે છે અને જાય છે. દહાડો ખબર આપતો ચાહ્યો જાય છે, કે મ્હારી પુઠે રાત આવતી છે. કર્ટીસના જેવાં સુખ, કે જૉબના જેવાં દુઃખ એ સૌ પરપોટાની માફક ઉઠી ઉભાં થાય છે, અને જરાવારમાં મટી નહીં થઇ જાય છે. આવાં આભાસ જેવાં સુખ દુઃખની રેલમરેલ અને છેલમછેલની છૉળ આવીને એકદમ પાછી ચાલી જાય છે. એવી આ ક્ષણભંગુર રમતના હર્ષ શોકમાં જગત્‌ ડુબી ચાલી ત્યારે જસુભાઈ અરધી ઉમર પસાર થવા બાદ બળાપા કરવા માંડે છે, કે અરે ! મ્હારી મમાઇ તો ડુબળીને પેટની હતી, અને બપાવા તો જુદદીન હતા! અરેરે ! કલબમાં મ્હારી કેવી કેવી નિંદા ચાલતી હશે! અરેરે!! મ્હારી પીઠ પાછળ કેવી નાલેસ્તી થતી હશે ! હમારાં કુટુંબના સર્વે જનોના ચહેરા કાળા કથીર જેવા ! હમારી એબ લોકો જાણતાં હોવાથીજ હમોને કોઇ પારસી પોતાની છોકરી પરણાવતાં પણ સુગાય છે. મ્હારાં મમાઇજી આતશબેહરામના બહારના ઓટલા ઉપરજ બેસીને ભણે છે, અને ઉંચી તોખમના જરથોસ્તીઓ હમારી સોડ સાંધતાં

નથી. જરા બોલાચાલી થાય છે, તો ચાલી ઉપરનાં સર્વ ભાડુતો હમોને પોર્યોતકેસી, કાટીશકુમ, અને જુદ્દીન લોહીનાં આળ મુકી હમારાં મોઢાં બંધ કરી નાખી હમોને ચુપ કરી નાંખે છે! વિગેરે. વિગેરે. હે જસુભાઇ! ખોટી લજ્જા અને ખોટી શરમથીજ તું દુઃખી થાય છે. માણસ જેટલો સ્વાર્થને માટે ગુનાહ કરતો નથી એટલો શરમને લીધે ઘણા ગુનાહ કરે છે. માણસ શરમને લીધે ઘણો ફસે છે. એક વખતની નફ્ટાઈ અને સો વખતની નચિંતાઇ તે જાણતો નથી. હા, બધુંજ હાજી હા કરીને તે ઘણાં કષ્ટો માથે લે છે. એક વાર ના પકડવાથી તે ઘણાં સંકટને હારે છે. આવી જાતની કલ્પિત લજ્જાથી ઘણા દાસીપુત્રો અને જુદ્દીન બેટાઓ બળી બળીને જીવન ગાળે છે. જ્યારે કુબ્જા જેવી દાસીએ લજ્જા છોડી ત્યારેજ શરીરે રોગ રહિત થઇ સુંદર બની, અને દુઃખ દર્દમાંથી રાહત મેળવવા પામી. વળી પટ્ટરાણી થઇ, અને શ્રી હરિની માનીતી થઇ પડી, ને દેહથી પવિત્ર બની, આત્માની વિશુદ્ધિ કરી તરી ગઇ છે. અને ગોપીઓ લજ્જામાં અને કલ્પિત વમાસણોમાં રહી, તો પરમાત્માના વિરહથી દુઃખી થઇ થઇને મરી ગઇ. અરેરે! અત્રે નહીં વર્ણવી શકાય એવી ખાનદાનની ઍબ તો આથી પણ જ્યારે વધારે ભેદ ભરેલી જસુભાઇને જણાઈ, ત્યારે તો તેવણ ઘરનાં ખુણામાં ભરાઇને બેસીને હાય અફસોસ કરવા લાગ્યા. પેટ્રાર્ક જેવા મહાન ઇટાલ્યન કવિનો જન્મ ફ્લૉરન્સનાં એક ઘણાંજ નીચાં કુળમાં થયો હતો, પણ તેના જેવો પ્રતાપ પાંથરનારો ને સેહ પાડનારો માણસ તો કોઇજ થયો હશે! હલકાં મા બાપને પેટે જન્મેલા આ નરનો વગવસીલો કાર્ડીનલો, શહેનશાહો, અને પોપોની ઉપર ભારે ચાલી શકતો હતો. પ્રખ્યાત રીએન્ઝીને એના શિવાય કોઈ ઉગારી શકયું નહોતું. ઇટાલીનું પ્રારબ્ધ કેટલાંક વરસો સુધી એનાજ કાબુમાં હતું. માટે હે ભાઇ! દરેક સિંગમાં કાળાશ ને કડવાશ તો હોયજ, અને દરેક ગુલાબની સાથે કાંટા તો વળગેલા છેજ. એ તો મનથી માની લીધેલો જુદ્દીન જન્મ ને જુદ્દીન બદસુરતી છે. અચ્છી સુરત કરતાં અચ્છી ખસ્લતને આગલા લોકો વધારે માન આપતા હતા. લીવોન્યાની રહેનાર કૅટેરાઇન, હતીત્યારે તો એક કરૂપા ખેડુતની કરૂપી છોકરી, પણ તેણીના સદ્‌ગુણો અને નેક ખસ્લતની તારીફ સાંભળીને પીટર ધી ગ્રેટે તેણીને પોતાની શહેનશાહબાનુ કરી હતી, અને પોતાનાં મરણ બાદ રશિયન તખ્ત ઉપર રાણી તરીકે તેનેજ બેસાડવાનું તે ફરમાન કરી ગયો હતો. બધીજ સ્ત્રીઓ કાંઇ ખુબસુરત હોતી નથી. માણસનાં સૌથી નિતરાં કપમાં પણ ઝેરનાં ટીપાં આમેજ થયેલાં હોય છે. જેવી આંખે જૂએ તેવી આંખે માણસ પોતાનો ઉંચો નીચો જન્મ જોઇ શકે. જેવી નજરે જૂએ તેવી નજરે જુદ્દીન બદસુરતી કે હમકોમી ખુબસુરતી દેખાય. તેનો બળાપો કરવો એ મુર્ખાઈ છે. ગાયના ખાતે ગોરો ખુબસુરત ચહેરો ધરાવનારી સ્ત્રીઓ બદશીકલ ગણાય છે, અને જાડા હોઠ તથા પહોળું નાક ધરાવનારી ઑરતો ખુબસુરત ગણાય છે! જ્યારે આપણે હ્યાં તેથી ઉલટું, તેવી સ્ત્રી કદરૂપી ગણી તેને તજવાનો રિવાજ છે. આપણે ગોરા ગોરા દાંતવાળી સ્ત્રીઓને ખુબસુરત કહ્યે છિયે, જ્યારે જાપાનમાં કાળા દાંતની સ્ત્રી વખણાય છે. આપણા બદન ઉપર

જરા ડાઘડુગી હોય તો એબ્યલ ગણાઈએ, અને ન્યુઝીલેન્ડમાં હાથે કરીને હાથ પગો ઉપર ટેટુ કરીને ખુબસુરતી બતાવવામાં આવે છે. ન્હાના કઢંગા પગોને ચીનાઓ ખુબસુરતી ગણે છે. ઉત્તર અમેરિકાના લોકો પોતાની સ્ત્રીઓને ખુબસુરત દેખડાવવા ચોખંડા મુખડા દાબી દુબીને બનાવે છે, જે આપણી નજરમાં એબ્યલ ગણાય છે. ઇંગ્લંડ અને અમેરિકાની સ્ત્રીઓ બુરખા નાખવાનું કઢંગું ગણે છે, અને ઇજીપ્શીઅન લેડીઓને ઉંઘાડા પગ અને ઉંઘાડી જાંગે પોતાનાં મકાનોમાં ફરહર કરતાં જોઇને અંગ્રેજ બાનુઓ સુગાઇ ઉઠે છે. માટે જસુભાઇ ! જેવી આંખે જોશો તેવી આંખે તમારી છીલપીલ પોર્યાંતકેશી કે હમકોમી જણાશે. અરે ભાઇ ! પૂર્વ જન્મનાં કર્મ પ્રમાણે ઈશ્વરને યોગ્ય લાગે એવી યોનિમાં જીવોને જન્મ આપે છે, માટે એક વાર જે તે યોનિમાં સ્થાન મળ્યું તેનો વળી બળાપો તે કેવો કરવાનો? એ વાતનાં દુઃખ ઘેરેઘેર જઇને રડતો ના. દુન્યામાં એવા એવા નહીં વર્ણવી શકાય તેવા પુષ્કળ બનાવો બનેલા છે, તેનો વિચાર કરીને ત્હારી આ ખેજાલતનું શાંતવન કર.

તુલશી પર ઘર જાયકે, દુઃખ ન કહીએ રોય;
ન અપના ભરમ ગુમાઇએ, જો હોની હો સો હોય.

હે દુઃખી ! તેં જો બુકેશિયોની રચેલી હેપ્ટેમેરોન અને દેકેમેરોન કેતાબો વાંચી હોય, તો તને ત્હારા ઘરના અનાચારનાં દુઃખો તો કુચ વિસાદ વગરનાં લાગશે. તેમાં એક પ્રિન્સની નામ નિશાન સાથે હકીકત આપેલી છે. યુરોપના એક ન્હાનાં રાજ્યનો પ્રિન્સ+++એક પુત્ર અને એક પુત્રી મુકી નૉજવાન મરી ગયો. પ્રિન્સેસ બહુજ ખુબસુરત અને નૉજવાન હતી. છોકરો ૧૨–૧૩ વરસનો થયો ત્યારે તેની આયા સાથે અટકચાળી કરવા લાગ્યાથી, આયા રોજ ઉઠીને તેની માતા આગળ ફૂરિયાદો કરવા લાગી. પણ માતા ઉલટી આયાને ધમકાવી કાઢતી, કે મ્હારા દીકરાનું અમસ્થું વગોણું નહીં કર્યા કર. પોતાની પુત્રીને પોતાની બહેન જે બીજાં રાજમાં એક પ્રિન્સને પરણેલી હતી તેને ત્યાં કન્વેન્ટ સ્કુલમાં ભણવા મોકલી હતી. પણ આયા તો પેલા ચવિત્રા છોકરાની અડપચાલીથી કંટાળી ગઈ; એટલે માતાને કહ્યું, કે આ છોકરાને લીધે મ્હારે નોકરી છોડવી પડશે. માતાએ દીકરાની તપાસ કરવા અર્થે પોતાના ઓરડામાં આયાને ગુપચુપ સુવાડી, .ને આયાને ઠેકાણે પોતે પાસે ચાબખો લઇને સુતી. છોકરાએ માતાને આયા જાણી અટકચાલી કરતાં નૉજવાન માતા પોતાનું ભાન ભુલી ગઈ. અને થવાનું તે થઇ ચુક્યું. આથી દીકરાને પણ માસીને ત્યાં મોકલી દેવામાં આવ્યો. પાંચ માસ વિત્યા એટલે મહેલના ઘરડા કારભારી આગળ ખરી વાત કહી. દુર દેશની ટેકરી ઉપર બેટીનો જન્મ થવાથી પેલી આયાને કોઇ મુલકમાં લઇ જવા જણાવ્યાથી પેલેજ ઠેકાણે તે બાળક ગયું, મોટું થઇ ઉછર્યું, અને પેલીજ સ્કુલમાં કેળવણી લેવા લાગ્યું. દીકરો ૨૫ વરસની ઉમરનો થયો તોએ માતાએ તેને બોલાવ્યો નહીં. તેણે ઘણુંએ આવવા માગ્યું પણ માતાએ કહેવાડયું કે, પરણીનેજ આવવું. સ્કુલમાં પેલી ૧૨–૧૩ વરસની ઉઘરભાવ

લઇ ઉઠેલી છોકરી સાથેજ તે પ્યારમાં પડયો હતો, એટલે માસીની રજા લઇને તેણી સાથે તે લગ્નના ગાંઠથી જોડાયો. એક વરસમાં તો પુત્ર આવ્યો, અને બીજે વરસે આ જવાન પોતાના ખટલા સાથે માયને મળવા આવ્યો. જયારે માતાએ જોયું, કે આ તો કાંઈ વધારે અકુદ્રતી થયેલું જણાય છે. બન્નેના ચહેરા એક, ને સર્વ સરખું. હાય અફસોસ કરીને એક પવિત્ર સાધુના મઠમાં ગઇ, અને પ્રીન્સેસે કનફેશન (એકરાર) કરી દીધું. ત્યારે મઠાધિકારી ગુરૂએ તેને કહ્યું; હે ઑરત! આવાં મહા ભારત દુઃખોથી દુઃખી કાંઇ તુંજ એકલી નથી, આવ! મઠના વાડામાંની આ કબર ઉપરનો લેખ વાંચ. Here lines a father, a mother, a son, a daughter, a daughter in-law, a son-in-law, a mother-in-law, a father-in-law and yet there are two only. એટલે કે, આં કબરમાં એક બાપ, એક માતા, એક દીકરો, એક દીકરી, એક વહુ, એક જમાઇ, એક સાસુ, અને એક સસરો દતાયેલાં છે, પણ તે બધાં મળી માત્ર બેજ જણા છે! આ પ્રિન્સેસના બાબમાં પણ એમજ બન્યું હતું, કે માય તેજ સાસુ, બ્હેન તેજ બાયડી, દીકરો તેજ ધણી, માય તેજ ધણીઆણી, દીકરી તેજ બાયડી, દીકરો તેજ જમાઇ, દીકરી તેજ વહુ, વિગેરે વિગેરે. માટે હે ભાઇ! તું ત્હારાથી થઇ ગયેલાં અકુદ્રતી પાપનું ઘણું દુઃખ ના માન. ભલાભલી પડયું છે. એક તો જુદ્દદીન મમસારનું દુઃખ, તેમાં વળી જુદ્દદીન આરત પરણવાની મળી તેનું દુઃખ. ત્હારી ઓરત જુદ્દદીન છે, એટલુંજ જાણીને તું તેને તજવા માગે છે, એ ત્હારાં મનની કેવી નબળાઇ! પોતાની સ્ત્રી, ભોજન અને ધન આ ત્રણે વસ્તુમાં માણસે સંતોષ રાખવો ઘટે છે, પરંતુ વિદ્યાભ્યાસ કરવો, જત તપ કરવાં, અને દાનધર્મ કરવું એ ત્રણ બાબતોમાં કદિ પણ સંતોષ ન રાખવો એવું શાસ્ત્રકારો કહી ગયા છે, તે શું તું વિસરી જાય છે? પૈસા મળે, કે હુદ્દા મળે; રાજપાટ મળે કે શહેનશાત મળે, પણ જે અસલ નસલ બાપદાદે ઉતરતી આવે તેમાં ફેરફાર કદિએ થાય વારૂ?

કયારી બનાઇ કેસરકી કસ્તુરીકો ખાજ;
પાણી દીઆ ગુલાબકા, આખર પ્યાજકા પ્યાજ.

જેમ અંગરાજા પોતાના પુત્ર વેન અને પોતાની સ્ત્રીનાં દુઃખથી ત્રાસ પામી રાત્રિના નાસી ગયો હતો; તેમજ રાજા વિલાસ પણ એક રાતને સમયે સદાને માટે ત્યાંથી નાઠો હતો, અને આટલાંજ કારણથી તેમની આલ ઓલાદ વીશે લોકોમાં કેવી નિંદા ચાલી હતી તેનો વિચાર કરીને જે પગલું ભરવું હોય તે ભરજે. નિંદા અરચા તરફ આડી આંખે જો. નિંદા કરનારા નર્કના અધિકારીજ છે,તને તેનો લેપ લાગવાનો નથી.

પર નિંદા પર નારી, અરૂ પર દ્રવ્યનકી આશ;
છોડિ તીનો બાતકું, ભજો એક અવિનાશ.

સદા જોબનિયૂં કોનૂં અહીં? રૂપ રંગ નિત કોનાં અહીં?
કોની ચપળતા રોજે રહી? કોની મધુરતા રોજે રહી?

પુટડું થાયે છે કદરૂપ, ગબરૂ ગાલે પડતા કૂપ.
રૂપ રંગનાં શાં અભિમાન ? ખરે ખિલેલાં સાચે માન.
વસ્રાભૂષણ વાળી દેહ, તેને બાળી નાંખે ચેહ.
આરસિમાં જોયો મુખચંદ, તે ચાંદૂં થાયે દુઃખ કંદ.
મારા સરખો ડાહ્યો નહીં, મારા સરખો પંડીત નહીં;
એમ ગુમાન ધરીને ફરે, તે અંત્તે પસ્તાવો કરે.
પૈસાદાર થવાના કોડ, હાર જીત રમવાની હોડ;
ઇચ્છે વળી રાંડોની સ્હોડ, શાલ જોડ ઘોડાની દોડ;
પ્રથમ થકી તે સેવટ લગી, રહેશે એવું નકકી નથી.
કુલાસમાં ઉડાવે જેહ, અંત્તે હાથ ઘસીને રેહ.
ભલા ભલા જંગમાં છે ભાઇ, તેની સાથે શી સરસાઇ ?
શરમાઇ તું નીચું જોય, એમાં તારૂં માનજ હોય.
ઝાડ જનાવર સુંદર વધૂ, તોએ ડોળ કરે ઘર વધૂ.
એ તેજી ઝાઝી ના રેહ, અધવચ મૂંકી જાતી રેહ.
સોનું જાતે માટી છેય, માનવળી ભણકારો છેય.
દેહ કાવલી નલિકા છેય, નેહ ખરંતો ભણકારો છેય.
હવેલિ મોટી જાયે પડી, કિલ્લાઓની ખરતી ખડી.
ફળો પાકતાં જાયે સડી, રાજા જોદ્ધા મરતા રડી.
લૂલા પાયા પર શૂં રેહ, દુનિયામાં શું સ્થાયી કેહ ?
(માટે) ડોળ ઘાલવું છોડી દેય, દાખવ નર્મદ જેવું છેય.

નિંદા, નાલેસ્તી, બદગોઇ, ચુગલી એ સર્વ માટે ત્હારા કાન બહેરા રાખી ક્ષમા દ્રષ્ટિથી જોવાની ટેવ પાડ. સીડની સ્મીઠે, પોતાનો એક ઓળખીતો કે જે તેની ગેરહાજરીમાં તેને ગાળો ભાંડતો અને તેની બદનક્ષી અને કુટુંબની નાલેસ્તી કરતો હતો તેને ક્હાવ્યું કે, “ ભલે મ્હારી ગેરહાજરીમાં ગાળો આપવા અને નિંદા કરવા ઉપરાંત મને લાતે લાતે ગુંદી નાખશે તો મને કાંઇ અડચણ નથી ! મ્હારો આત્મા પવિત્ર છે, તો મન મેલું થાય તેનો શો મુઝાકો છે? ” ઘણાઓ વળી એવા હોય છે, કે જેઓ આપણાં મોંઢા ઉપર આપણી એબ ખુલ્લી કહી દે છે, પરંતુ આપણી જે મંડળમાં ગેરહાજરી છતાં નિંદા થતી હોય ત્યાં આપણો બચાવ કરવા તૈયાર રહે છે. માટે હે જશુ ! એવા હિતેચ્છુ એકજ મિત્રની સોડ સાંધ. જો ત્હારૂં અંતઃકરણ પાક હશે તો દરેક જાનદાર વસ્તુ તને જીંદગીના સ્વચ્છ આયના જેવી જણાશે, અને દરેક આદમીની જીંદગી તને પાક કલામોની કેતાબ જેવી જણાશે. સતામણીને ભુલી જા, ને મહેરબાનીને યાદ રાખ. જે માણસો બીજા ઉપર દોષ દ્રષ્ટિથી જુવે છે અને બીજાંની નિંદા કરે છે, તેવાને પોતાની પાસે રાખવા જોઇએ નહીં. જો કોઇની કાંઈ વાત નિકળી આવે તો તેના વિરૂધ્ધ બોલી ઉઠે. આમ કરવું

એ પણ એક મોટો અપરાધ છે. કેમકે, જો તેનું કહેવું ખરૂં ઠરે તો નિંદા કરી ગણાય. અને ખોટું હોય તો તેના ઉપર આરોપ મુકયો ગણાય, અને વળી નિંદા કરી પણ ઠરે. ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે, વ્યભિચાર કરતાં પણ નિંદા કરવી એ ઘણું ખોટું છે; અને તેની શિક્ષા દુરાચાર કરતાં પણ વધારે છે. કુરાનમાં ફરમાવ્યું છે કે, " અય બંદાઓ ! માંહોમાંહે એક બીજાની નિંદા ન કરો. જો કરશો તો પોતાના મુવા ભાઇનાં માંસ ખાધા બરાબર ગણાશે. " શાણો સંકટ જોઈને સંતાઇ જાય છે, પણ અબુધ્ધિયો આગળ ચાલ્યો જઇને આપદા ભોગવે છે. એ તો લોકની જીભ છે. કાંકણા સ્વભાવના માણસોનું એક ટોણાથીજ મોત થાય છે. મુરગીકુ તકલીકા હી ઘાવ બસ હએ. આવતીએ વહેરે, ને જતીએ વહેરે. આજે ઘણાં ઘરો, ઘણા સંસારો, અને ઘણાં કુટુંબો શા કારણે મહા આપદા ભોગવે છે તેનું મૂળ જરા શોધ, ને પછીજ ભલી ઓરતને તલાક આપવાનો વિચાર કર. " જે પ્રેમ, જે દિલસોજી, અને જે દયા, પતિએ પત્નિ તરફ બતાવવાં જોઇએ તે ઘણે ભાગે બતાવવામાં આવતાં નથી. જે પ્રેમ પ્રેમપાત્રનું કલ્યાણ ઇચ્છે તેનો પ્રેમ નજરે પડતો નથી. જે પ્રેમ અને ભકિત સ્ત્રીઓ પુરૂષ પ્રત્યે બતાવે છે, અને પુરૂષોનાં સુખને વાસ્તે જે દુઃખ સહન કરે છે તે પ્રેમ, તે ભકિત, અને તે દુઃખનો બદલો પુરૂષો તેટલાજ પ્રમાણમાં આપતા હોય એમ જણાતું નથી."

નર જાત સુખી હશે અહીં, કદી મ્હાલતી સ્વછંદથી; પણ નારીને રોવા વિના નહીં કર્મમાં બીજું કંઈ. હે ભાઇ ! તેણી તમને ચહાય માટે તમે તેને ચ્હાઓ, અને ચ્હાના બંધ થાય એટલે તમે તેને ચાહતા બંધ થાઓ, આ રીત ખરા પ્રેમની નથી. તે તો ઉચ્ચ પ્રકારની સ્વાર્થતા છે. રાણી મીલનદેવી ઉપર તેના પતિએ પ્રથમ જુલમ ગુજાર્યો હતો, પણ પાછળથી તેના સદ્‌ગુણો અને શિયલ હમેશ સચવાયલાં જોઇ પ્યારમાં વધારો કરતો ગયો હતો. પતિનાં મરણ પછી તેણીએ પોતાના પુત્ર સિદ્ધરાજને રાજકાર્યમાં સર્વ મદદ આપી. એવી તે સ્ત્રી હતી, જે સબુરીથી છેવટે સુખ ભોગવવા પામી. અને તેની ઓલાદ વીશેનો ખોટો શક ધણીએ દુર કર્યો ત્યારેજ તેમનો સંસાર સુખી થયો. ધણીઆણી છે તો ઘર છે. ધણીઆણી વગર ઘર ને વન સરખું જાણવું. જે પુરૂષને ઘરમાં માતા નથી અથવા પતિવૃતા બાયડી નથી, તેણે તો જંગલમાં જાવું ભલું. ઓરત સુખની ને દુઃખની એક સરીખ ખરી, આપે લે હર જગે દુવાઓ ભલી.

શું દળિદ્ર કે દાસીપુત્ર જોઇને સ્ત્રીઓ પોતાના પતિઓને છોડી જાય છે ? નહીં. ત્યારે પુરૂષોએ પોતાની પત્નિ જો દાસી પુત્રી કે પોર્યોતકેશી જણાય તો તેણીને તજી દઇને દુઃખ આપવું મરદને ઘટે છે ? આમ કરવાથી બન્ને દુઃખી થાય છે. શું દમયંતીએ દારિદ્રયના દાસ અને કુરૂપ બનેલા નળને તજ્યો હતો ? શું વન સેવતાં પાંડવોને દ્રૌપદીએ તજ્યા હતા ? શું પર મંદિરમાં કષ્ટે દહાડા કહાડતી સીતાએ રામને તજ્યા હતા ? ત્હારી ઓરત પણ તેવીજ છે. ત્હારા વિના તે અન્યને

ચાહશે નહીં. ત્હારા વગર તેણી બીજા આગળ અખનું હાંલ્લું ખુલ્લું કરશે નહીં. હારલ પક્ષીનું બાળક જન્મતાંજ કાષ્ટ અને લાકડાં સાથે પ્રેમ કરે છે, અને મરણ પર્યંત તેનો ત્યાગ કરતું નથી; અને ત્યાગ સમય નજીક આવતાં પ્રાણ તજે છે. જીરાફને દંપતીનો વિયોગકાળ જણાતાં બળી મરે છે. એ પ્રેમની બલિહારી છે. જ્યારે જ્ઞાન રહિત પ્રાણીમાં તો પતિ વિયોગથી શોક વ્યાપે છે, ત્યારે ચૈતન્યમય મનુષ્યમાં શોક ન થવો કેમ સંભવે? ત્હારી સ્ત્રી ચકવી જેવી છે, અને તું જેવો ચકવો તેને ત્યજી દેશે તો તે ઝુરી ઝુરીને હેરાન થશે. તેની કદુવા તને હેરાન ને પરેશાન કરશે. કારણ કે કીડીનું તો એક કોગળે પૂર. યાને એક કોગળા જેટલું પાણી પણ એક કીડી ઉપર પડે, તો તે તેના મનસે એક મહા રેલનું પૂર આવ્યું હોય એટલું બધું તેને તો દુઃખ થાય છે. " આ જગત્ માયા પ્રતિતિનો પ્રવાહ છે. માટે મન જે સર્વ મોહનું કારણ મનાય છે તેને શાંત રાખીને જ્ઞાન દૃષ્ટિથી સર્વ કાળે, સર્વ સ્થળે, પરમાત્મા પરબ્રહ્મ વિના અન્યનું અવલોકન કરનાર જે જીવ છે, તેનેજ આ શોક, મોહ બાધ કરે છે; અને તેજ અપ્રેમી, વેવલો ને મૂઢ છે. હું પત્નિ કોણ? એ પતિ કોણ? યોગી કોણ? આ જગત્ કોણ? જગતનો પ્રેમ કોણ, એ સવ વિવિધ પ્રકારના સંકલ્પ અજ્ઞાન વડે થાય છે; અને જ્ઞાન વડે એ સર્વેને નાશ પામતાં જોય છે!" દુન્યાં જો આપણી નિંદા કરે તો સઘળાંનાં મોઢાં બંધ કરવાનો ખ્યાલ કરવો નહીં, પરંતુ જેઓને બે કાન હોય તેવાં ભલાં માણસોને શોધી કાઢી તેમની આગળજ ખરો ખુલાસો કરવો, અને જેઓને એકજ કાન હોય એવાં બુરાંઓની ગીબત અને બદગોઈ તમારે સાંભળવીજ નહીં. ત્હારી આ જાતની મશકેરીને તું કોઠું આપતો નહીં. મશકરીથી આપણે કદીએ ગુસ્સે થવું નહીં. મશકરી દરિયાવના ખારાં પાણી બરોબર છે. જે કોઇ શખ્સનું બદન બિગડેલું હોય છે તેનેજ એ ખારૂં પાણી લાગે છે, યાને જે શખ્સમાં કાંઇ ઍબ હોય છે તેનેજ મશકરી લાગુ પડે છે, બીજાને તેથી કાંઇ થતું નથી. "જે જે બનાવો બને છે તે તે બનાવો તને આસ્તે આસ્તે અનુભવ આપી ઉંચ દશાએ લાવવા માટે અને આખરે સંપૂર્ણતાએ પહોંચાડવા માટે છે એમ સમજીને તે બનાવો શું પાઠ તને શિખવે છે તે વિચારવાની, ને જાણવાની દરકાર કર; કારણ કે દુઃખને બરાબર સમજવામાં આવે ત્યારે તે એક હદ વગરની શકિત કે તત્વ છે એમ જણાશે નહીં, પણ માણસના અનુભવનું ક્ષણીક રૂપ જણાશે. એટલે કે, અનુભવ પામવા માટે અમુક રૂપાંત્તર થઇ જાય છે, કે જે રૂપાંત્તર અમુક કાળ પછી બદલાઇ જાય છે. જેઓ શિખવાની ઇચ્છાવાળા હોય છે તેમને તો એ ક્ષણીક રૂપ શિક્ષકરૂપ થઇ પડે છે. દુઃખ એ કાંઇ તમારી બહારનો દૃશ્ય પદાર્થ નથી; એ તો તમારા પોતાના અંતઃકરણમાંનો અનુભવ છે. અને ધીમે ધીમે તથા દૃઢપણે તમારૂં અંતઃકરણ તપાસવાની અને સુધારવાની ટેવથી તમે દુઃખનાં મૂળ અને દુઃખના સ્વભાવને પિછાની શકશો; અને એમ થશે એટલે પછી જે દુઃખનું મૂળ અને સ્વભાવ તમે જાણી શકયા તે દુઃખની દવા પણ તમે જાણી શકશો."

ચર્ખને હમપે કર સીતમ, સબસે કીયા અલગ અલગ,
દીખલાયા સૌ તરેહકા ગમ, હમકો ભલા અલગ અલગ. ચર્ખને.
અય ચર્ખે કજરવ બેરહમ, મુજરીમ હય તેરે કયસે હમ,
જોકે ચેહ કરતા હય સીતમ, જૌરો જફા અલગ અલગ. ચર્ખને.
ભાઈ બડા હુવા ગરક, ઉસકા હય દીલપે બસ કલક,
લાયા હય ફેર તું અય ફલક, રંજો બલા અલગ અલગ. ચર્ખને.
ખેશો અલગ કુનબા અલગ, ખાના અલગ વતન અલગ,
કયા હુઇ મેરેસે જો ખતા, હર ચેક હુવા અલગ અલગ. ચર્ખને.

"હા. માતા પિતાની સેવા કરનાર પુત્ર; પતિની ખરા પ્રેમથી યથાર્થ સેવા કરનાર પત્નિ; સ્વામીની યકીનથી સેવા કરનાર સેવક; પોતાના કરતાં વડીલ શ્રેષ્ટ એવા ગુરૂઓની સેવા કરનાર હલકા માણસ, પ્રજાનું પુત્રની પેઠે પાલન કરનાર રાજા; ધર્મની ક્રિયામાં તત્પર રહેનારાઓ; ધર્મ તેમજ પરોપકાર માટે પ્રાણ આપનાર સ્ત્રી યા પુરૂષ; અને ધર્મ યુદ્ધમાં પીઠ ન દેખાડતાં પ્રાણ આપનાર યોધ્ધો ઇત્યાદિ મનુષ્યોને, જગત્‌માં ધન્ય છે. તેઓ આ દેહને અંતે સ્વર્ગના અધિકારી છે."

એલીહુ બુરીટ લુહારડીને પેટનો હતો, પણ લુહાર પુત્ર હોવાનો તેણે સંતાપ કીધો નહતો. ઘણોજ નિર્જીવ વખત અભ્યાસ કરવાને મળ્યો તેનો તેણે તો લાભ લીધો હતો. લુહાર મા—બાપનેજ ત્યાં તેણે સંતોષ પકડી બાપીકું કામ કરતાં જરા તરા વખત તેને મળતો, કે તેનો લાભ લઇ પ્રાચીન ને અર્વાચીન મળી ૧૮ ભાષાઓ શિખ્યો હતો, તેમજ ૨૨ યુરોપ્યન ભાષા પણ તેજ વખતમાં શીખી લીધી હતી! અને જ્યારે તે મહાન પુરૂષ લેખે ઉમરાવોમાં ભેળાયો ત્યારે કોઇએ ટાહુકો કર્યો કે, "લુહાર!" તેણે ટાણો માર્યો, કે "ખુનીનો નહીં, પણ લુહારનોજ હું પુત્ર છું!" હાવર્ડ અને કેવેન્ડીશના અમીરી કુળોના વડવાઓની વંશાવળી હજુર્યાઓ કરતાં વધારે શી હતી? ઍલ્સફર્ડ, એલનબરો, ગીલ્ડફર્ડ, શૅફ્ટસબરી, હાર્ડવીક, કાર્ડીગન, કલેરનડન, કેમડન, એલેસમીયર, અને રૅાસલીનના જુના ખાનદાનોના વડીલો કોઇ કેવા ને કોઇ કેવી અસલ નસલના હતા. કોઇ હલકા અને નિર્જીવ ધંધામાંથી ઉંચ પદો મેળવી ઉમરાવો પણ થવા પામ્યા હતા. માટે જેઓ દાસીપુત્ર હોય તેઓએ ઝંખવાવું કે લજવાવું શા માટે? પતિ અને પત્નિ એ તો અંતરના પ્રેમનું જોડું છે. બાહ્ય કુળ અકુળ ઉપર કશોએ આધાર નથી. માટે હે જશુ! ત્હારી ઓરત વ્હારી દ્રષ્ટિએ જો લાયક લાગતી હોય તો માત્ર કુળનાં લાંછનથી તેને તલાક નહીં આપ. મેં એક નજરે જોયેલો બનાવ છે, કે એક પારસીની સ્ત્રી આખા શહેરમાં અચ્છી ખુબસુરતીનો અને અચ્છી ખસલતનો નમુનો હતો. તે સ્ત્રી સર્વનું ધ્યાન ખેંચે એવી હતી. તોપણ તેનો ધણી કહેતો કે તેણી મ્હારી નજરે કાળી કાજળ જેવી દેખાય છે. અને તેણીને તેણે નહીં ચાહતાં એક કાળી મેસ જેવી એબ્યલ સ્ત્રી ઉપર તે પ્યારમાં પડયો હતો.

અને તે કહેતો હતો કે એ કાળી તો મ્હારી નજરે પરી જેવી મોહક લાગે છે! તેમજ એક મોટા શ્રીમંત આગેવાન પારસીની સ્ત્રી કદરૂપી અને કાળા સ્વરૂપની હતી. જ્યારે તેવણુને કહેવામાં આવ્યું, કે હાથે કરીને બીજી બાયડી કરી તે એવી કેવી લાવ્યા? ત્યારે તે કહેતા કે, તમે તમારી આંખે એને શા માટે જુઓ છો? મ્હારી આંખ લઈને એને જૂઓ!

અએ જશુ! તું દુધે પુતે સર્વ વાતે સુખી છે, ત્યારે આવી એક તુચ્છ વાતને મોટી માનીને મહા દુઃખ લઇ બેઠો છે, તે મુર્ખાઇ શિવાય બીજું કાંઇ નથી. પરમેશ્વર ત્હારા જેવા કહેવાતા દુઃખીને તે સુખ કયાંથી આપે? એક વાર ભગા અને ભગવાન વચ્ચે સંવાદ ચાલ્યો હતો તે સાંભળ.

**ભગો:**—હે ભગવાન! હું દુધે પુતે સુખી છું. મને કોઇ વાતની કમી નથી. પણુ મ્હારૂં એનું એ સુખ કાયમ રહેશે કે? મ્હારો આવો ને આવો વૈભવ ચાલુ રહેશે કે? આહા! હું આટલાં બધાં સુખ છતાં ભવિષ્યના ભયથી અકળાઇ જઈને હેબતાઇ જાઉં છું, માટે હે ભગવાન! તું મને ખાત્રી આપ, કે આવી બોલબાલા ને દોલતજાદા કાયમની કે તકલીદી?

**ભગવાન:**—અરેરે! હું તે કયાં કયાં ધ્યાન આપું! જેમને સુખ આપ્યાં છે, તેઓ મ્હારી પાસે જામીનગીરી માંગે છે! જેઓને નવાજ્યા છે, તેમનો પણુ જ્યારે મ્હારી ઉપર વિશ્વાસ નથી, તો જેઓને મેં દુઃખી સરજ્યાં છે, તેઓનાં ભવિષ્યનાં સુખને માટે મ્હારે વળી કોને કોને જામીન આપવા પડશે! જ્યાં ભગવાનનોજ વિશ્વાસ નહીં ત્યાં ઈનશાન કેમ સુખી રહે!

## દિલાસા પત્ર ૫૩ મો.

"Many a shaft at random sent
Finds mark the Archer little meant!
And many a word at random spoken
May soothe or wound a heart that's broken".

મામાજી! આજે એમ કેમ, કે મામીજી તમારી કસુર કાઢી મહોલ્લો ગજાવે છે, ને તમો મામીજીનો વાંક કાઢી લોકોનું સમાધાન કરવા પડયા છો? હંઅં! આજે મામાજીનું વાજતું ગાજતું ઘર તે કજ્યા કલોલનું, ને નાગું ઉઘાડું થયેલું જોઈ મને બળાપો થાય છે. જૂઓ મામાજી, જ્યારે તમારી ભુલ કાઢવામાં આવે ત્યારે તમે ગુસ્સે ના થતા, તેમ ગુસ્સે થાવ ત્યારે બીજાંનો વાંક કાઢવા બેસતા ના. ખરાબ પાણી

સ્વભાવનાં માણુસ પોતાને પોતેજ સજા કરે છે.

Thus always teasing others, always teased,
His only pleasure is to be displeased.

મુરબ્બી ! તમે ધ્યાનથી ગોખજો, કે આવો પાજી કદિ રાજી રહેતો નથી. તે કદિ સુખી પણ રહેતો નથી. સવારે ઉઠો ત્યારે વ્હાલાંઓને હાસ્ય મુખે મળજો, કે આખો દિવસ આનંદમય પસાર થશે. ઘરમાં કજ્યા કંકાશ થતાં અટકાવવાનો એક સહેલો રસ્તો હું વાપરૂં છું તે તમે તમારે ત્યાં પણ ચલાવો. સવારે મ્હારાં વ્હાલાંઓને જરાપણ પરસ્પર બોલાચાલી કરતાં સાંભળું, કે હું એમજ કહું, "સવારના પહોરમાં તમે મા વઢો, મને દિશ ઉગે કંકાશ થતો જોઇ કંપારી છુટે છે, કેમકે પછી આખો દહાડો ખરાબ પસાર થાય છે." પછી વ્હાલાંઓ જરૂર સવારમાં મ્હારો જીવ ધ્રુજાવતાં અટકયાં. વળી શીરામણના વખતે જરા ટંટો થાય, કે હું કહેતો; "બહારના ગ્રહસ્થો મળવા આવ્યા છે તે જોતાં નથી? બહાર આપણાં ઘરની તાલી પડશે તેનું કંઈ ભાન છે કેનીં?" વળી પેલાં વ્હાલાંઓ બહારનાં કોઇ મળવા મુકવા આવ્યાં હોય ત્યારે ચુપચાપ રહી જતાં. વળી મ્હારો ઓફીસમાં જવાનો વખત થાય, ત્યારે કોઈ કાંઇ ટંટો કરે ત્યારે કહેતો કે, "મને ધંધે જતાં આ અવર તમને શું સુઝે પડે છે?" વળી પાછાં પેલાંઓ સમજી જઈને ધંધે જતી વખતે ખુશી ખુશાલી બતાવીનેજ મ્હારાથી છુટાં પડતાં. ઓફીસમાંથી સાંજે આવ્યો, એટલે આખા દહાડાની કાંઇ ફરિયાદ કે કોઇની રાવ કોઇ દેરાણી કે જેઠાણી કરે, તો કહેતો કે, "સંધ્યાકાળે તો કોઇએજ ટંટા ફિસાદ કે મારામારી કરવીજ નહીં ! અને દીવાબતી થતી વખત તો ઘણીજ સાચવવી જોઇએ, નહીં તો ખરાબી થાય !" વળી તેઓ સાંજના વખતે પણ શાંત રહેતાં. હવે પડી રાત. હવે તો જમવા ખાવાનો વખત. હવે તો આખા દહાડાની જંજાળ પછી આરામ લેવાનો વખત. એટલે હવે કંઇ કજ્યો થાય ? આ પ્રમાણે કુટુંબમાં એખલાસ રાખવા માટે, કુસંપ દુર રાખવા કાજે, અને અવર દશા અટકાવવા માટે આવા ઉપાય યોજવા. મામાજી, તમારૂં ઘર કેવું રળિયામણું લાગતું ! દુઃખીઓને તો તમારૂં ઘર વિસામા જેવું હતું ! તેજ ઘર આજે જરાક વાંધાને લીધે શોકાતુર કાં લાગતું હશે ? સમજો. "માણુસે સારા બદલાની રાખેલી ઉમેદ અને શિક્ષાને માટે રાખેલી ધાસ્તી અને ચિંત્તા ધ્યાનમાં લેતાં, તેની હાલત બુધ્ધ વિનાનાં જાનવરો કરતાં બદતર છે. તે જાનવરો પોતાની હાલની મોજ અને આનંદ તરફ જુએ છે, અને પહાડો તથા જંગલોમાં ફરતાં ફરે છે, ચરે છે, ખાય છે, પીએ છે અને પોતાની જીંદગી પુરી કરે છે. તેઓ ભવિષ્યની ઉમેદ કે શિક્ષાની ધાસ્તી રાખતાં નથી. ત્યારે માણુસ જાત તો તે કરતાં બદતર, કે જે ભવિષ્યની જીંદગી જેવું કાંઇપણ નહીં જાણવા છતાં ફોકટની ઉમેદોમાં મલકાય છે, અને ધાસ્તીઓથી હેબતાય છે. એ પ્રમાણે જ્યારે જાનવર ભવિષ્યની ઉમેદ યા ધાસ્તી વગર જીંદગી ગુજારે છે ત્યારે માણુસની હાલત તો બદતર. કારણ કે, તે ફોકટના એવા ખ્યાલમાં ધકેલા ખાય છે. પણ નહીં, એમ નથી.

તે કીરતાર ઇન્સાફ, ડહાપણ, અને ભલાઇનો ખાવીંદ છે. તેણે માણસની ઉમેદો અને ધાસ્તીને અનુસરતી બીજી જીંદગી સરજી છે, જેમાં નેક માણસોની ઉમેદો અને આશાઓ વાજબી રીતે બર આવે છે." મામાજી, તમે કહો છો તે ખરૂં છે, કે મુંબઇ તમે ધંધો ધાપો કરતા હતા ત્યારે તો મામીજીને પણ વ્હાલા લાગતા હતા, ને દીકરા દીકરી સૌ ઓવરાઈ પોવરાઇ જતાં. પણ તમે ધંધો ધાપો છોડી જાથુકના પોતાની ટુંક માયા પુંજી ઉપર ગુજારો ચલાવો છો ત્યારથી તમે ઘરમાં અકારા જણાવ છો. એ તો ડુંગર દુરથીજ રળિયામણા. આદમીને એકની એક સ્થિતિ ગમતીજ નથી. તમે મહિનો છ મહિના અહિં રહેતા, ત્યારે પુંજાતા હતા. જૂઓ. તમે પાછા મુંબઇ ધંધે જાવ. ખાતાં તો ખવાઇ જશે, ને હજુ પછી પણ એવુંજ ચાલ્યું તો આવક ઉપરાંત ખરચ થઇ કરજ થશે. બહારે જશો ત્યારેજ તમારા ઉપર સર્વની માયા પણ પાછી વધશે. તમને દાખલો કહું. નકામા આળસુ પડી રહી બાપદાદાની જાગીર ઉપર નિર્વાહ ચલાવનારા એક જમીનદારની જમીનની ઉત્પન્ન ૫૦૦ રૂપ્યા હતી. આટલી આવક છતાં તે કરજમાં તણાતો ગયો. કરજ ભરવા માટે અરધી જમીન વેચી નાખી, ને બાકીની એક સાંથીઆને ૨૦ વરસને પટે સાંથે આપી. વીશ વરસની પટાની મુદત પુરી થઇ, ત્યારે પેલો ખેડુત સાંથીઓ આવીને પેલા જમીનદારને કહેવા લાગ્યો કે, "એ જમીન તમામ મને વેચશો ?" જમીનદારે પુછ્યું; "શું કહે છે! શું તું એ જમીન વેચાણ રાખી શકશે ?" જવાબ દીધો, "હા. જો કિંમતમાં હરે તો રાખું." જમીનદારે કહ્યું:—હું ૫૦૦ રૂપ્યાની આવક છતાં કરજદાર બન્યો, ને તું આટલી અરધી ઉપજ છતાં પૈસાવાળો કેમ થયો ?" ખેડુતે જવાબ દીધો:—"તું અમથો આવક ઉપર પડી રહ્યો, અને ફૂલાણા જા, ચીના દોડ, એમ હુકમ માત્ર કર્યા કીધા. હું ઉઠતાંને વાર "આવો" કહી સર્વ સાથે કામે લાગતો, ને તેં પથારીમાં પડીને આવક ગુમાવી દીધી. મેં સકાળે ઉઠી મ્હારા ધંધા ઉપરજ ધ્યાન આપ્યું." ખરૂં કારણ આ છે. મામાજી ! જ્યારે મામીજી સાથે બોલચાલ થવાનું શરૂં થયું છે ત્યારે તો નવો માર્ગ અખત્યાર કરી પાછા ઉદ્યોગી થાવ. એક રસ્તો બંધ, તો સો રસ્તા ઉંઘાડા. મામાજી, કઇ વખતે કયો દહાડો આવશે તે આપણ જાણતાં નથી, કાંકે આપણ કાંઇ સંપૂર્ણ જ્ઞાની થયાં નથી, તેથી તે દહાડો જ્યારે જોવાનો પ્રસંગ આવે છે ત્યારે આપણે હરણફાડ થઇ દુઃખના તીરોથી ફાટી જઇએ છિયે. માટે વિચાર કરી બીજાંનું જોઇને તે રસ્તે રસ્તે ચાલો. "માનવીના અજ્ઞાનપણાને લીધે દુઃખનો ભેદભરમ ખુલ્લો થતો નથી. જો ઇનશાન સર્વજ્ઞાની હોય, તો દુઃખનો ખ્યાલ તે ધરાવી શકેજ નહીં. કારણ કે પછી તો તે ખુલ્લી રીતે સમજી શકશે કે, મન અને શરીરનાં સઘળાં કાર્યો, કુદ્રતી કાયદાઓને અનુસરતાં, સામાન્ય શકિતઓ ઉપયોગમાં આવતાં ઉપજતાં જાય છે, અને સંજોગો તપાસતાં તે તદન જરૂરનાં છે. સારાં અને નઠારાં કામોના તેમજ સુખી અને દુઃખી અવસ્થાના કાયદાઓ સરખાજ છે. આપણને ઘણી વખતે સારી ચાલ કરતાં માઠી ચાલ શું કામ ગમે છે? સચ્ચાઇ કરતાં જુઠાઇને કાં પસંદ કર્યે છિયે? તેનું કારણ

એજ, કે આજુબાજુની અસરોનો છાપ આપણાં સાંકડાં બુદ્ધિબળ અને મગજશકિત ઉપર પડવાથી આપણા વિચારો અને કાર્યો તે મુજબજ ઉત્પન્ન થતાં જાય છે. " ગવાયું છે કે;

વિપત્તીમાં ઘડી ઘડી ધીર જે આપે દિલને,
સ્નેહિ સાચો તેજ સખી ચિન્હ એ કહું છું તમને—વિ૦
સંગત આપણી ઉપજાવે એ હરખ ભારે મુને,
હૈયું એ મારૂં થયું આધીન ચિંતા નળને.—વિ૦

મામાજી ! રોજ વહેવારમાં તમે જૂઓ છો, કે " એક સાહસિક જુવાન રડતી માતાની ચિંતા ભરી ગોદમાંથી પારકા દેશોમાં રખડવાને છુટો પડે છે. એક વિચારવંત દાનવ ઉંઘની અથવા મધરાતની નુકશાનકારક શરદીની દરકાર કર્યા વગર ઝુઝતા દીવા સનમુખ અભ્યાસમાં મશગુલ રહે છે. એવા શોખને માટે એક કુમારિકા થાકયા વગર સવારથી સાંજ સુધી જાણે કોઇ જાદુઇમાં ફસેલાં પગલાં સાથે કોઇ ગુંચવણ ભરી અને આશ્ચર્યકારક વાતમાં મશગુલ રહે છે. " એ સર્વનું કારણ એજ, કે પ્રમાણિક મહેનત ફળ વિના પાછી જતી નથી. કોલંબસ તો હિંદુસ્થાનનો પશ્ચિમ તરફનો રસ્તો શોધવા ગયો, પણ તે રસ્તાને બદલે અમેરીકા જડી આવ્યું ! Until a man takes trouble he does not get treasure. તેમજ સૅાલ તો પોતાના બાપના ગધેડા શોધવા ગયો, ને મળી આવ્યું ત્યારે તો એક રાજપાટ ! માટે જે ધારણાથી પ્રમાણિક ઉદ્યોગ કર્યો હોય તેની તેજ ધારણા વખતે નહીં પાર પડશે, તોએ મહેનતનો બદલો ખાલી તો નહીંજ જશે; બલકે કોઇ વધારે મોટું ઈનામ મળશે, અને તમારે માટે તે ઇનામ એજ બસ થશે, કે દરરોજ કર્જાયો વધતો અટકશે, ને તમારૂં ઘર લોકબત્રીસીમાં આવવા પામશે નહીં. "શું બોલ્યા મામાજી ? વિસામો લેવા હવે છેવટનો ઘેર આવેલો તે પાછો મુંબઇ કેમ જાઉં ?" તમારા મનમાં તો હવે કાંઇ ઉંધાં ને ચત્તાં થાય છે ! તમે શું આવું દુઃખ તો કોઇ ઉપર પણ પડેલું દીઠું નથી ? શું મોત–મોત–બસ મોત તમને પસંદ થઇ રહ્યું છે ? અરે જાવ, જાવ, તમે તો ડાહ્યા છો. એ તે કાંઈ દુઃખ કે ? દુઃખ તો કેવાં થાય છે તે બ્રસલ્સમાં જઇને પુછો, કે મામી કયાં કપાઇ મુઈ ને મામા કયાં જંગલમાં ભુખા મરે છે. મામીની દીકરીઓની લાજ ક્રુર જર્મનો લુટે છે, ને મામાના દીકરાઓ પાસેથી તેમની સર્વ માયા પુજી લઇ મુકીને તેઓને ગોળીથી ઠાર કરવામાં આવ્યા છે, અને કચકંઇ મામાઓનાં મકાનો બાળીને ભષ્મ કરવામાં આવ્યાં છે! માટે તમારાં મનના આવા ભમાતા, મામાજી ! તમે છોડી દો. તમારૂં દુઃખ તે કાંઇ દુઃખની ગણત્રિમાં કહેવાય કે ? એ તમારા મનના ચાળા છોડી દો. ભલે તમે મોતના વિચારો કરો છો તો તે પણ એક લેખે ઠીક છે, જે હું હવે પછી તમને સમજાવીશ, મગર વચમાં મને તમારાં મનને બોધ આપનારાં પદો ગાઇ લેવા દો, પછી મોતની વાત.

ક્યાં ક્યાં જઇને ચઢે છે મન તું, ક્યાં ક્યાં જઈને ચઢે છે?
એક ઘડી કદી શાન્ત ન થાતું, શું શું ઘાટ ઘડે છે?—મન તું૦
પહોંચે પાતાળે તું ક્ષણમાં, આકાશે અથડે છે,
સમજે સાર અસાર છતાં પણ, જઇને કુવામાં પડે છે.—મન તું૦
પળમાં ખ્યાલ કરી ખુશ થાતું, પળમાં પાછું રડે છે;
ડરતાં જન જાહેરમાં કરતાં, તે ન તને તો નડે છે.—મન તું૦
પરના સુખથી નાહક બળતું, નિશદિન શું બબડે છે?
ઘડીમાં વળિ પશ્ચાતું પાપથી, ન ઘડીમાં ત્હારૂં ઘડે છે.—મન તું૦
મિથ્યા માન અને શ્રી મદથી, ફુલાતું શું સડે છે?
જન્મ મરણ ને દુઃખ આ ભવનું, સઘળું ત્હારા વડે છે.—મન તું૦
આ જગમાં સૌ જન પર કેવું, ત્હારૂં રાજ કડે છે;
કરી વશ તુંજને કોઇ વીરલા, હરિ પદમાં તો જડે છે.—મન તું૦

મામાજી! મોતનો વિચાર ભલી નેમથી કરો તો તમારા જેવા સુખી કોઇ નથી. આગલા વખતોમાં એવો રિવાજ હતો, કે હરેક કુટુંબમાં મરણ થાય તો તે મરનારનું મડદું કેટલાંએક લોકો પોતાની વાડીમાં દાટતાં હતાં, અને તેની ઉપર કબર બાંધતાં હતાં. એ રીતે કરવાનું તેમનું મોટું કારણ એ હતું કે વારે ઘડીએ તે કબર જોયાથી તેઓ પોતાની ભર મોજમાં તેમના મોત વીશે વિચાર કરે, અને તે જોઇને શિખામણ પામે કે આ દુન્યાંની મોજ શોખ કરતાં પેલી જેહાનનું હમેશનું સુખ તથા હમેશનું જીવવાનું મેળવવાને વાસ્તે આ જેહાનમાં પાયો નાખવો જોઇએ. પોતીકી વાડીઓમાં પોતીકાં કુટુંબનાં મરનારાંઓને રાખવાનો રિવાજ હાલના જમાનામાં જોવામાં આવતો નથી. પણ ડાહ્યો અને દુન્યાંનો એક નેક મિત્ર આ રીતે બોલી ગયો છે, કે "જન્મના ઘરમાં જવા કરતાં શોકના ઘરમાં ભેટ આપવી એ વધારે સારૂં છે." અને એ ઉપરથી ઘટતે અથવા અનઘટતે વખતે પણ મોત જે હમેશ આપણી પછવાડે છે, અને જે આપણાં પગલાં હમેશ તપાસતું રહે છે, તેનાથી એકાએક અજાણપણામાં માર્યા જઇએ તેના કરતાં તે જેવા દુશમનનો વિચાર હમેશાં આપણાં મનમાં લાવ્યા કર્યે, એ વધારે દુરસ્ત નજર આવે છે. તેને માટે એરવદ સાહેબ મોદીનો દાખલો ખ્યાલ કરવા જેવો છે. "આનીકા નામે એક કીર્તિવાન અને બહાદુર રશિયન લડવૈયો હતો. તે મેદાનમાં પડયો, કે કોઈપણ હમનબર્દ સાથે લડે. હાડકાં નિકળી આવેલી એક બુઢ્ઢી ડોસીના રૂપમાં મોત સામું આવી ઉભું રહ્યું, ત્યારે આનીકાએ ગભરાઇને એક વરસની મેહતલ માગી; તો મોત કહે કે; "છ મહીના પણ નહીં આપું." તો આનીકા કહે કે, "ત્રણ મહીના તો આમ!" તો કહે કે; "નહીં." "ત્રણ દહાડા તો આપ!" તો કહે કે; "ત્રણ કલાક પણ નહીં." તો કહે કે; "ત્રણ મીનીટ તો આપ!" તો જવાબ દીધો કે—"ના" ત્યારે આનીકાએ કહ્યું કે; "કશા ખાતર નહીં તો મ્હારી મોટી દોલત વહેંચી આપવા ખાતર તો આપ." તો કહે કે; "નહીં. ત્હારે અગાઉથી તે ગરીબોને ખેર ખેરાત

કરવી હતી." પછી કહ્યું કે; "દોલત માટે નહીં તો બંદગી માટે તો ત્રણ કલાક આપ." તો કહે કે; "નહીં. ત્હારે તે પણ કરતાં રહી તૈયાર રહેવું હતું." મામાજી ! મોત માગ્યા કરતાં મોતની હરદમ તૈયારીમાં રહેવું બહેતર છે. સિકંદર દહાડો હોય તેટલાંજ મોતની તૈયારી કરવી લાજમ છે. વાસ્તે ઓ પ્યારા ને નેક મામાજી, મોતના વિચાર કરવાથી તમે કંટાળો નોં ખાતા. એવું ના ધારતા, કે તેવા વિચારો તમને નકામા સંતાપશે. અને એમ સમજી તમો તેમને એક કોરે રહેવા ના દેતા. મોત એક દુશમન છે, જેને વીશે હમણાં તમે ગમે તો સાંભળો કે ગમે તો તમારા કાન બહેરા કરો, પણ એ દુશમનને કોઇ દિવસે પણ તમે જોવાનાજ, એટલા ઉપરથી મોતના દેખાવો ઉપર ધ્યાન આપવું, તેનું કૌવત કેટલું છે તે સારી રીતે સમજવું, અને તેની સામે કિયા ઉપાયો કામ લાગશે તેનો વિચાર કરવો, સ્ત્રીની કે ધણીની મોહબત ત્યજવી, એ તમારૂં ડહાપણ કહેવાશે; બાકી દુઃખના વખતમાં મોત માગવામાં ડહાપણ નથીજી. આ ઉપરથી મામાજી બોલી ઉઠયાઃ—

"કીસકો બિમારી યે ઉલફતસે શફા મીલતી હય.
ચારા ગર મીલતા હય, ઇસકી ન દવા મીલતી હય.
ખાનેકો ખુને જીગર ઇસમેં ગીજા મીલતી હય;
વાસ્તે સયરકે આહોંકી હવા મીલતી હય.
"રખ્ખે મહફુઝ ખુદા ઇશ્કકી બિમારીસે,
મૌત બહેતર હય કહીં દીલકી ગીરફતારીસે !"

હે ભાઇઓ ને બહેનો ! જરા જેટલાં દુઃખમાં પણ માણુસ ધીરજ ધરીને દિલાસાના શખુનો નહીં સાંભળે તેને માટે આ કલમ લાઇલાજ છે.



## દિલાસા પત્ર ૫૪ મો.



"My soul lies hid in shades of grief;
Whence, like the bird of night, with half-shut eyes,
She peeps and sickens at the sight of day."

Dryden.

મ્હારાં વ્હાલાંઓ ! એટલાં બધાં અકળાયેલાં ગભરાયેલાં શા સારૂ દહાડા કાઢો છો ? જ્યારે તમારે માથે મુજ બાપનું છત્ર છે, તમારી માતાનો ઓથો છે, અને તમારાં માતપિતાને માથે પરવરદેગાર જેવો મોટો બાપ બેઠેલો છે, તો પછી આમ માર્યાં માર્યાં શા માટે ફરો છો ? આખુ જશે તો કાંઈ આખો ભવ હારી ગયાં કે શું ? દુશમન દુભવવાને તલપી રહ્યો હશે તો શું તેને માથેનો કોઇ મળશે નહીં

કે શું ? મોત આવી આવીને એકજ વાર ખિવડાવશે, કાંઇ બે વાર તો તમારો પ્રાણ લેવા જમડો આવવાનો નથી નેં ? તમે પાપી છો તેથી તમને દુઃખ થાય છે, એમ માનીને તમે સંતાપ હરગેજ ના કરશો. દુઃખ, વિપત્તિ, સંકડામણ, સતામણી, સંતાપ, મુશકેલીઓ, કે આફતો તો સર્વથી નામાંકિત થયેલા ધર્મ સુધારકો, અને પેગમ્બરોને પણ ભોગવવાં પડયાં છે. તેઓ તે ભોગવીનેજ મુવા છે. **ભી**ષ્માકાચાર્ય મુશીબતોમાં હેરાન હેરાન થયો. **મો**ઝીઝ ઉપર અનેક તરકટો જોડાયાં. **જ**રથોસ્ત પેગંબરને જાદુગર કહી હાડમાર કરવામાં આવ્યો, ને છેવટે તુરબરાતુરૂતે તે સાહેબનું ખુન વટીક કર્યું. **ક્રા**ઇસ્ટને આફતો વચ્ચે ધર્મ ફેલાવવો પડયો, અને આખરે શૂળિએ લટકાવી તેનો પ્રાણ લેવામાં આવ્યો. **રા**માનુજાચાર્ય ઉપર દ્વેષ અને દુશમનાઇને લીધે અનેક સંકટો આવી પડયાં હતાં. **મા**ધવાચાર્યની પુષ્કળ નિંદાઓ થઇ. તેની વગોવણીમાં તેને દેશેદેશ ભટકતાં પણ કોઇએ ઠરીને બેસવા નહીં દીધો. **બુ**દ્ધ ભગવાન રાજપુત્ર છતાં દેશનિકાલ ભોગવી ભિક્ષા માંગી પેટનું પુરૂં કરતો હતો, છતાં તેના ઉપર લોક અપવાદ પુષ્કળ ચાલ્યો, અને તેના ઉપર પુછી પુછીને દુઃખો પડયાં. **શ**કત ઉપર તેના શક્તિમાર્ગી ચેલાઓએજ હુમલા કરી સંતાપ્યો. જૈન લોકોના **આ**દિનાથને તો પાખંડી, પ્રપંચી, અને પાપી ગણી તેના અંગ ઉપર પણ હુમલાઓ કરી પીડવામાં આવ્યો. **રા**મમોહનરાયને બ્રહ્મો સમાજ અને પ્રાર્થના સમાજના ઉત્તેજન માટે લોકોએ ટુંપી પિંખી નાખ્યો. **ગુ**રૂ નાનકને શીખ ધર્મ પરવરતાવતી વખતે હિંદુઓએ તેમજ મુસલમીનોએ ઝાટકી નાખ્યા; તેમને કોઇએ ટકવા પણ નહીં દીધા. તેઓના ગ્રંથજીને પ્રથમ તો હસી કાઢીને અપમાન કરવામાં આવ્યું, પણ આખરે તો તેમના મુવા પછી તેમનાં મડદાં ઉપર માલકીની મારા મારી ચાલી. હિંદુઓ કહે કે એ તો હમારા ગુરૂ હતા, માટે હમે એમના મડદાંની સર્વ વિધિ કર્યે. **મુ**સલમીનો પોતાના ગુરૂ કહી તે મડદું પોતાને સ્વાધીન લેવાની ખેંચાતાણી કરવા લાગ્યા ! **વ**લ્લભાચાર્યને શીવમાર્ગીઓ ઠગારા કહી હિણુતા અને મારવા તત્પર હતા. **શં**કરાચાર્યને દારૂડિયા તથા માંસાહારી કહી લોકો સતાવતા, અને **રા**મકૃષ્ણ દેવ જ્યારે આત્માની શુદ્ધિ માટે ઉત્તમ માર્ગ બતાવતા; ત્યારે તેવણને નાસ્તિક કહી હાડમાર કરી નિંદવામાં આવતા હતા. **દ**યાનંદ સરસ્વતિએ આર્ય સમાજ સ્થાપી ત્યારે શનાતન ધર્મના લોકો ઉશકેરાઇને તેમને બદમાશ, પાખંડી, દુષ્ટ, અને આર્ય સમાજનું ધામ પોતાના સંડાસમાં હોવાનું કહેતા ! **ચૈ**તન્યદેવે આખા બંગાળામાં જડવિદ્યાનું ખંડન અને ચૈતન્યનું મંડન કરવાની શરૂઆત કરી, ત્યારે પ્રથમ તો આખું બંગાળ ખળભળી પડયું, અને તેના ઉપર હુમલા ઉપર હુમલા થવા લાગ્યા. તેને અનેક મુશીબતોમાં લાવી નાખવામાં આવ્યો. ગણ્યે તો સોળેસોળ ધર્મિઓ ઉપર મુશીબતોના વરસાદ વરસાવવામાં આવ્યા હતા. તેમના ઉપર દુઃખોના પહાડો તોડી પાડવામાં આવ્યા હતા. તેમને સંકટોના સાગરમાં ડૂબાડીજ દેવામાં આવ્યા હતા. આવા આવા ધર્મી, ખુદાઇ, આત્માજ્ઞાનિ, મહાત્માઓ ઉપર વિટંબણાઓ ને વિપત્તિઓ પડી છે, તો આપણુ સાધારણ માણસના શું

આશ્રા ? એનો ભરમ હું તમો વ્હાલાંઓને સમજ પાડું; સાંભળો. "આકારની પછવાડે છાયાં છે. અગ્નિની પછવાડે ધૂમાડો જાય છે. કારણની પછવાડે કાર્ય ચાલુ આવે છે. અને મનુષ્યનાં કાર્યો અને વિચારો પ્રમાણે તેને સુખ કે દુઃખ મળે છે. આ જગત્‌માં એવું એકપણ કાર્ય નથી, કે જેનું સીધું કે આડકત્રું કારણ ન હોય. કાર્ય-કારણનો નિયમ દિવ્ય ન્યાય ઉપર આધાર રાખે છે. અને તેથી તે અચળ છે. માણસો દુઃખ ભોગવે છે તેનું કારણ એટલુંજ, કે થોડા વખત અગાઉ અથવા તો ઘણા વખત પહેલાં ભૂતકાળમાં તેઓએ અશુભ અને કડવાં બીજ રોપેલાં છે. જો તેઓએ ભૂતકાળમાં સારાં અને મિઠાં બીજો રોપ્યાં હોય છે, તો તેઓ આનંદનો પાક લણે છે!" અરે વ્હાલાંઓ! તમારા મોટા બાપે તમારો જીવ ઠેરવવા કેટલી કેટલી ભયાનક ચીજો તમારાથી છુપાવી છે, અને કેટલી બધી કુદ્રતો તમને આનંદ આપવા સારૂ ખુલ્લી કરી છે તેનો વિચાર કરો. વિચાર કરતાં તમો વહાલાંઓને માલમ પડશે, કે પરવરદેગારે માણસના મનમાં ખુશમીજાજ જારી રાખવાને અને આનંદ આપવાને કેવી સંભાળ લઇને તે સાહેબે મનને એવી રીતે બનાવ્યું છે, કે ગમે તેવી થોડા ઉપયોગની ચીજો, જેવી કે ખડકો, પહાડો, વેરાન જગાઓ, અને બીજા કુદ્રતના ડરામણા ભાગોથી પણ તે મન ગમત અને ખુશી મેળવી શકે. જેઓ ફીલસુફીની માહિતગારી ધરાવે છે, તેઓ આગળ વધીને જૂએ છે તો તેઓને માલમ પડે છે કે, દુન્યાંમાંની ચીજો પોતામાં જે ખુદ ખરેખરા ગુણો ધરાવે છે તેજ ગુણોમાં જો આપણી નજરે પડી હોત, તો તેઓનો દેખાવ ઘણોજ અણગમતો, ભયંકર, તથા નાખુશ લાગ્યા વગર નહીં રહેત. ખ્યાલી ગુણો જેવા કે સ્વાદ અને રંગો, અવાજ અને વાસ, ગરમી અને ઠંડી પેદા કરી શકે એવી શકિત ખુદાવંદતાલાએ તે ચીજોમાં આપણે માટે બખશી છે, કે જેથી આપણે કુદ્રતની હલકી પદ્‌વિઓમાં પડવા છતાં તેને લીધે આપણું મન પણ દીલપસંદ જુસ્સાઓથી ખુશી અને આનંદ ભરેલું રહે. ટુંકામાં, આખી સૃષ્ટિ જાણે એક નાટકશાળા જેવી છે, કે જે એવી તો વસ્તુઓથી ભરાયેલી છે, કે જેથી આપણામાં મોજ, ગમત, તથા તાજુબી પેદા થયા વિના નહીં રહે. ઈશ્વરે માણસો રૂપી ઝાડોની જગત્ રૂપી મોટી વાડી કીધી છે. તે વાડીને કાળરૂપી માળી જાળવે છે, તથા તેનાં સારાં ફુલો તે ચુંટે છે. મતલબ કે, કેટલાંક લોક તો કળિની ખિલતી પુષ્પ અવસ્થામાંજ મરી જાય છે, અને કેટલાંક ફળરૂપ થયા પછી નાશ પામે છે. જગત્‌માં જન્મ ને મરણ વિગેરે ઇશ્વરના હાથમાં છે, માટે હે વ્હાલાંઓ! તે સંબંધી તમારો હરખ અને શોક તજી દો. જેમ તમે ઘણાં ટિપાવ તેમ તમે ઘણાં ટેવાશો, જેમ ઘણાં છુંદાશો તેમ તમારામાંથી સુંદર સુગંધનો પમરાટ બહાર આવશે. ધીરજ ધરો.

પ્રભુને ગમે તે સમે સૌ સહેવું, સદા રાજી રાજી રૂદેમાં રહેવું;<br>
કદી હેબકી હામ હૈયે ન હારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો.<br>
સ્રજ્યો ઇશ્વરે વિશ્વનો ખેલ એવો, જુઓ માંડવો મેહનો હોય જેવો;

થનારો ઘડીમાં ઘડીમાં જનારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો.
મળે એક કાળે વીવાહની વધાઇ, મળે એક કાળે મહા શોગ ભાઈ;
ન ચાલે સદા કાળ સારો નઠારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો.
જતી હોય જો આબરૂ એક કાળે, થતી હોય કાયા કદી ભંગ ભાલે;
પ્રભુની પૂરી એવી ઇચ્છા વિચારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો.

મ્હારાં વ્હાલાંઓ ! હદ વગરનાં દુઃખને આંસુ હોતાં નથી. જરા જરામાં રાંકડાં થઈ રડી પડવાથી આપણને તેવી આદત પડી જાય છે, અને લોકો તેને ઢોંગ સમજીને હસે છે, અને આપણને બેવડાં દુઃખ થાય છે. આંસુ પાડવાં એ કાંઇ ખરેખરી દુઃખની લાગણી નથી. ઘણા કંત્રાકટરો શીનોર કે સાહેબની આગળ પોતાનું કામ કાઢી લેવાના હોય છે ત્યારે નાકમાંનો બાલ તોડીને આંખમાં આંસુ લાવે છે. આપણે ઘણી ગમ લગ્નમાં જોઈશું, કે વરરાજાની ઘોડે ચઢવાની તૈયારી થાય, અથવા સાહુજન નિકળવાનો વખત થાય ત્યારે વરરાજાની મમાઇ કે માસી અથવા માતા આંખમાં આંસુ લાવ્યા વગર રહે નહીં. સપરમે દહાડે પણ તાણી તોડીને ૫–૧૦ વરસ ઉપર વરરાજાનો બાપ ગુજરી ગયો હોય તેને યાદ કરીને, "અરે આજે એના બાપ હતે તો કેવા ખુશી.થતે !" આમ કહીને અમસ્થાં રડે છે. કોઈ વળી આંખપાણી કરે છે કે, "એનાં માય આજનો દહાડો જોવા નહીં જીવ્યાં !" વિગેરે પ્રકારનાં અમસ્થાં દુઃખો હાથે કરીને તાણી તોડીને માથે ખેંચી લે છે. જાણે એમ આંખપાણી નહીં કરે, તો હેત કેમ જણાય ! અરે પ્યારાં નૂરચશ્મીઓ ! મોત ન હોત તો જન્મ થાત નહીં. મોત ન હોત તો હું તમારો પાલક બાપ કહેવાત નહીં. મોત ન હોત તો રાજાઓ રાજા નહીં થઈ શકતે, નેં રાણીઓ પટરાણીઓ નહીં બનતે. એક વાર અકબરની દરબાર હળમળી રહી હતી. સર્વ સરદારો, દરખદારો, માનકરીઓ, અને શ્રીમંત સાહુકારો સર્વ એકઠા મળ્યા હતા. નાચરંગ ચાલી રહ્યો હતો. અને અકબર પૂરેપૂરા આનંદમાં સુખ સ્વરૂપ મગ્ન મગ્ન થઇને તખ્ત ઉપર મહાલી રહ્યા હતા. આ આનંદથી હરખાઇને અકબરે બીરબલને ભરમમાં પુછયું કેઃ—

"આહ ! એકજ નહીં હોત તો કેવું સારૂં !"

બીરબલઃ—ત્યારે બંદેનવાજ તમે આ તખ્ત ઉપર આવતેજ કયાંથી ? અને આવો આનંદનો લ્હાવો લેતેજ કેમ ? આ માર્મિક સવાલ જવાબથી દરબારીઓ ગભરાયા, કે એ એકજ જણ દરબારમાં નહીં હતે એવું પાદશાહે કોને માટે કહ્યું હશે ! દરબારીઓએ ગભરાઇને બીરબલને તે વાત પૂછી. બીરબલે ભરમ ફોડયો, કે પાદશાહે એમ કહ્યું, કે "મોત જો નહીં હોત તો કેવું સારૂં ? તેનો મેં જવાબ દીધો કે; "મોત જો નહીં હોત તો તમારા બાપ બાપાવા કે તમે પોતે આ તખ્ત ઉપર આવતેજ કયાંથી ?"

ઇન હમે હીચસ્ત ચું મી બોગઝરદ,
બખ્ત ઓ તખ્ત ઓ અમ્ર ઓ નેહી વ ગીર ઓ દાર;

નામે નીકે રફ્તગાન આયેહ મકુન,
તા બેમાનદ નામે નીકત બરકરાર.

દોલત, રાજપાટ, સત્તા, અને મુલકોની જીત એ બધાં શું ખપના છે? કારણ, એ બધાં ચાલી જશે, કાયમ રહેવાનાં નથી. ગુજરી ગયેલાં ભલાં નામોને ફોકટમાં ગુમાવતાં ના, કે જેથી તમારૂં ભલું નામ પણ યાદગાર રહી જશે. પેલો મહાન ફીલસુફ શું કહે છે તે તમો સાંભળો. "ઘણાં ડાહ્યાં માણસો શાન્તપણાથી મરણ પામે છે, અને અજ્ઞાન માણસો ચિંતા સાથે મરણ પામે છે, તેનું કારણ શું? શું એનું કારણ એ નથી? કે ઘણા ઉંડા વિચારવાળાં માણસો અગમચેતીથી જોઇ શકે છે કે, તેઓ એક વધારે સુખી હાલત તરફ જાય છે, જે એક સાંકડી નજરવાળાં આદમીઓ જોઇ શકતાં નથી. "મને તો તમારા વડવા જેમને હું માન આપતો હતો અને ચાહતો હતો, તેઓને જોવાની ઉમેદથી મોતમાંજ અત્યંત ખુશી ઉપજે છે. અને જે ભલા પુરૂષોને હું ઓળખું છું તેઓનેજ ફક્ત નહીં, પણ જેઓને વાસ્તે મેં વાંચ્યું છે અને સાંભળ્યું છે, અને વળી જેઓને માટે મેં પોતે લખાણ કર્યું છે, તેઓને પણ મળવાની હું અત્યંત ઇચ્છા રાખું છું. આવી ખુશનુમા મુસાફરીથી મને પાછો રાખવામાં આવશે નહીં. અરે! ભાગ્યશાળી દહાડો તો તે, કે જ્યારે હું આ રોળામાંથી, આ અપવિત્રાઇના ઢગલામાંથી છુટો પડીશ, અને ઉંચો દરજ્જો પામેલા આત્માઓનાં ઇશ્વરી મંડળમાં દાખલ થઇશ, જ્યારે હું ઉપર કહેલા મહાન પુરૂષોની આગળ જઇશ, એટલુંજ નહીં પણ મ્હારા દીકરા કેટોની નજીક જઇશ, કે જેના કરતાં કોઇ વધારે ભલા આદમીએ જન્મ લીધો નથી, અને જેનાં મરણની ક્રિયાઓ મેં પોતે કરી છે, તો જોકે તેણે મ્હારી ક્રિયા કરવી જોઇતી હતી, પણ તેના આત્માએ કાંઈ મને છોડી દીધો નથી, મગર મ્હારી ઉપર નજર નાખતો અગાઉથી તે મકાનો તરફ તે ગયો છે, કે જ્યાં તે જાણે છે કે, હું તેની પાછળ જનાર છું, અને જોકે મ્હારા દીકરાનાં મરણની ખોટ હીંમતથી સહન કરતો હું દેખાયો હોઉં તોપણ તેથી મને કાંઇ લાગ્યા વગર રહ્યું નથી. પણ મેં આ ખાત્રીભર્યા વિચારમાં દિલાસો લીધો છે કે, થોડા વખતમાં અમો પાછા મળીશું, અને પછી ફરીથી કદી છુટા પડીશું નહીં" આ ઉપરથી વ્હાલાંઓ! તમને જણાશે કે શરીર પડયા પછી જીવ વડે જગતરૂપી ઇશ્વરને આપણે સર્વે સ્વાધીન થવાના. ત્યારે હર્ષ શોક કોનો કોણ કરશે? ઘણું દુઃખ એ ખુશાલીની સવાર છે, અને હદથી બેહદ ખુશી એ દુઃખનું મંડાણ છે. પૈસા અને ધન દોલત કે માલ મીલકતના ઝાડ ઉપર સુખ લટકેલું સમજીને તેનાં ફળ ખાવાની લાલસા કરશો તોજ તમને દુઃખનાં કડવાં ફળ ચાખવાને મળશે. કામ સમાન વ્યાધિ નથી, મોહ સમાન શત્રુ નથી, ક્રોધ સમાન અગ્નિ નથી, જ્ઞાન સમાન બીજું સુખ નથી, અને પૈસાના લોભ જેવું બીજું એકે દુઃખ નથી. પૈસાને મેળવતાં દુઃખ. મેળવેલો પૈસો રાખતાં પણ દુઃખ. ગયે પણ દુઃખ ને ખરચે પણ દુઃખ. એવો જે પૈસો અને એવો જે પૈસાનો લોભ તેને ફીટકાર છે, ધિક્કાર છે, તુચ્છકાર છે. હે વ્હાલાંઓ! આ

મ્હારી નશિયતોનો વિચાર કરી તમે મનમાંથી દુઃખનો મેલ કાઢી નાખો, અને માણુસ બનાવીને તમારે માટે હાં હમા ચીજોની ન્યાંમત પરમેશ્વરે બનાવી દીધી છે તેનો ખુશાલ રહી ઉપભોગ લ્યો. સઘળાં પ્રાણીઓમાં તમનેજ એકલાંને ઉભાં અને તઠાં શા માટે કીધાં છે? તે કીરતારની સર્વ બનાવટો તમો જોઇ શકો માટે. તે સર્વ બનાવટ તમને શા માટે જોવી જોઇએ? જોઇને તે ઉપર તાજુબ થવા માટે. તાજુબી તમારાં મનમાં શા માટે ઉપજાવવી? તે બનાવટોની અને તેના પેદા કરનારની હેરત ભરેલી તાજુબીઓથી તમો ચકિત થઇનેજ આફ્રિનના પોકારો કરીને માલેકે મખલુકની હરદમ યાદ કરતાં રહો એટલા માટે. પણ અફસોસ થાય છે, કે કોઇને દુન્યાંદારીનો બળાપો છે, અને કોઇને દીન ધર્મનો ગમ છે. પણ હે દાદાર! હમારાં દીલમાં તો ત્હારા એશ્ક શિવાય બીજા કશાંનો ગમ નથી. હે વ્હાલાંઓ! તમારાં દુઃખી દીલને રાહત મળે ને શાંતિ થાય એ ઈરાદાથી આ સર્વ કહ્યું છે, માટે અભિમાન છોડીને તે ગ્રહણ કરજો. જેમ મલયાચલના સંગથી વાંસ ચંદનરૂપ થતો નથી, તેમ અંતરમાં બુધ્ધિ વિનાના માણુસોને બોધ કે ઉપદેશ કે દિલાસો લાગતો નથી, કેમકે તેઓને મ્હારૂં-મ્હારૂં કરવાનું અભિમાન વળગ્યું છે તેથી તેઓ દુઃખમાંજ સબડી સબડીને મરવાનાં, પણ દિલાસારૂપી અમૃતવાણી પીવાનાં નહીંજ.

મત કરના અભિમાન, એક દિન નિકલ જાયગા પ્રાણ.
રાવણુકી તો સંપત ભારી, ફિરત લંકમેં ડુંડી;
રામચંદ્રકા લગા ઝપાટા, ઊડ ગઇ દશ મુંડી.—મત કરના૦
દુર્યોધનકા બલ ક્યા દેખો, બારા હજાર હસ્તી,
ભીમસેનકી લગી ગદા જબ, તનકી હો ગઈ મિટ્ટી.—મત કરના૦
સાત બાલ કંસકો મારી, મસ્ત હુવા મથુરાંમે;
સપડ ગયા જબ બાલકૃષ્ણ સો, રાજ મિલાયા ધુલમેં.—મત કરના૦
કહેત મછંદર સુનબે ગોરખ, બાર બાર નહીં આવે;
નહીં શરણુ સાધૂકે વો નર, ફિર ફિર ગોથાં ખાવે.—મત કરના૦



# દિલાસા પત્ર ૫૫ મો.

"That wherein God himself is happy, and the holy angels happy, and in the defect of which the devils are unhappy,- that dare I call happiness. Whatsoever conduceth unto this may with an easy metaphor deserve that name; whatsoever the world terms happiness is to me a story out of Pliny-an apparition, or real delusion, wherein there is no more of happiness than the name."

વ્હાલા કાસમ ! તું જે જે વસ્તુને દુઃખ માને છે, તે તે વસ્તુમાં બીજાઓ સુખ માને છે. જેને તું આફ્ત ગણે છે તેને બીજાઓ આવકાર આપે છે. આનું કારણ શું ? સુખ કે દુઃખ પોતપોતાનો અમુકજ ગુણ ધરાવતાં હોય, અમુકજ સ્વરૂપ ધરાવતાં હોય, તો સર્વ આદમીને દુઃખ તે દુઃખજ જણાવું જોઇએ. દરેક ઇનશાનને સુખનો ચહેરો એકજ દેખાવો જોઇએ. ત્યારે સુખ અને દુઃખમાં આવો ફેરફાર એક બીજાંને જણાય છે એ શું ? તેનું એકલું કારણ એજ છે, કે મનથી માની લેવામાંજ સુખ અને દુઃખ છે. મન એજ સર્વેનું કારણ છે. જેવું મન કરો તેવું થાય. તમારાં મનમાં કોઇને માટે સારો વિચાર આવશે, તો સામાવાળાનાં મનમાં પણ તમારા માટે સારોજ વિચાર આવશે. જો તમારૂં મન બગડશે તો સામાવાળાનું મન પણ બગડશે. મનોમન શાક્ષી છે. એકવાર જે કાર્યમાં તમારૂં મન સુખ ઉપજાવનારૂં જણાશે, તેજ કાર્યમાં સામાવાળાનું મન પણ સુખ ઉપજાવનારૂં થશે. તેજ ઘડીએ તેજ મન તેજ કાર્ય માટે દુઃખકર થશે, તો સામાવાળાને પણ તેની તેજ ઘડીએ તેનું તેજ કાર્ય દુઃખ ઉપજાવનારૂં થશે.

એકવાર એક ડોસી પોતાની સોના રૂપાંની જીનસો તથા રોકડ રૂપ્યાનું પોટલું લઇને પોતાને ગામ જતી હતી. રસ્તે સાંજ પડી, અને એકાંત જંગલ જેવો પ્રદેશ આવ્યો. ડોસીમા બીધી, કે આ જંગલમાં થઇને પસાર થતાં રસ્તામાં ચોર લુટારા મળશે તો મ્હારૂં સર્વસ્વ લુટાઇ જશે. એવામાં એક સરકારી ઘોડેસ્વાર આવી લાગ્યો. ડોસીએ ઘોડેસ્વારને અટકાવીને કરગરીને કહ્યું:—હે ભાઇ ! આટલું જીનસનું પોટલું તું ત્હારી સાથે લેતો જા, હું થોડા દહાડા પછી ત્હારે ત્યાંથી તે લઇ જઇશ. કેમકે મને ચોર લુટારાનો ભય લાગે છે, ને તું સરકારી માણસ છે તેથી તું તે સાચવી શકીશ ! સ્વારે જવાબ દીધોઃ—હે ડોસીમા ! હું નોકર રહ્યો, મ્હારે કયાં કયાં રખડવું પડે માટે મ્હારાથી એ જોખમ સાચવી શકાય નહીં, માટે તું વહેલી ચાલી જા, હવે જંગલનો ભાગ બહુજ થોડો રહ્યો છે. આમ વાતચીત કરી તે બન્ને છુટાં પડયાં. થોડેક સુધી ચાલ્યાં નહીં એટલામાં સ્વારના મનમાં આવ્યું કે આવો આયતો દહાવો છોડીને ચાલ્યા જવું એ મુર્ખનું કામ છે. આપણે એ પોટલું રાખી લઇએ, ને પછી પચાવી પાડયે તો કોણ પુછવા આવવાનું છે ? આમ મનમાં વિચાર કરી હાંક મારવા લાગ્યો; "ડોસીમા, ડોસીમા ! ઉભી રહે, લાવ હું ત્હારૂં પોટલું સંભાળવાનું માથે લઉં છું ! " ડોસીએ ચાલતાં ચાલતાં વિચાર કર્યો, કે હાય હાય, આ અજાણ્યા બેગાના પુરૂષને હું વગર વિચારે આ જોખમ સોંપવા તૈયાર થઇ, પણ એ ખાઇ જતે તો મારી પાસે શું સુદો, કે શું શાક્ષી હતા, કે મ્હારી જીનસ મને પાછી મળતે ? તેથી ડોસીએ જવાબ દીધોઃ—"હે ભાઇ ! તું હવે ત્હારે માર્ગે ચાલ્યો જા, જે હમણા ત્હારામાં ભરાયો તેજ મ્હારામાં ભરાયો! યાને કહેવાનો સાર એ, કે જેવો લોભ સ્વારના મનમાં પેઠો, તેવોજ વહેમ ડોસીના મનમાં પણ પેઠો. થોડાજ વખતમાં જે વહેવાર કરવા માટે બન્ને જણ મોકળાં મનનાં શુદ્ધ હતાં તેજ

વહેવાર થોડી પળમાં કરવા માટે બન્નેના મન કપટી બન્યાં. માટે હે કાસમ, મનનું માનેલું સર્વ જગત સુખી કે દુઃખી છે.

મન તેં ન વિચાર્યું ત્હારૂં ! મન તેં ન વિચાર્યું ત્હારૂં !
કોટિ શિખામણુ કાન ધરી નહીં, ઉઘડે કેમ હીત બારૂં ?—મન૦
વશ તારે પડી દુઃખ બહુ દીઠું, કયાં જઇ વાત ઉચારૂં ?—મન૦
ઉંચ નીચ ઘર ભટકાં મારે, કિયા લાભ સુખ સારૂં ?—મન૦
મૃગજળ શીતળજળ સમ લેખે, તુજને કેમ સુધારૂં ?—મન૦
નિકટ પડયું આતમ હીત અમૃત, તે તું લહે મૂઢ ખારૂં ?—મન૦
હજી પણુ સુઝ પડે નહિ તુજને, શુભ શી રીત થનારૂં ?—મન૦

છોટાલાલ ઉર સાર સમજીને, વીનવી વીનવી વારૂં ?—મન૦

હે કાસમ! ત્હારી દુન્યા એ ત્હારી પ્રતિ છાયા છે. માટે જો તું દયા માગતો હોય તો દયાળુ થા. સત્ય જોવા ઇચ્છતો હોય તો સાચો થા. જે ગુણુ બહાર જોવા ઇચ્છતો હોય તે ગુણુ ત્હારામાં ઉત્પન્ન કર. મૃત્યુ પછી સુખી દુન્યાંમાં દાખલ થવાની ઇચ્છા હોય તો સમજ, કે અહીં આ ભવમાં પણ એ સુખી દુન્યાં છે, નથી તેમ નથી. એ સુખી દુન્યામાં તું હમણાંજ દાખલ થઈ શકે તેમ છે એ માન્યતા તું ખરા જીગરથી માન. કાંઇપણ શંકા વગર સંપૂર્ણ શ્રદ્ધાથી માન કે ત્હારી દુન્યાં સુખી બનાવવી એ ત્હારા હાથમાંજ છે, એવો વિચાર કર. એ વિચાર ઉપર મનન કર, ધ્યાન ધર, અને પછી ત્હારો આત્મા એ પ્રમાણુમાં શુદ્ધ અને શુદ્ધ થતો જશે અને તું બહારના પદાર્થો તથા બનાવોનું પાંગળાપણું તથા આત્માની અદ્દભુત શકિત જાણતો જશે. સુખ કે દુઃખ તો જુદી જુદી નજરે જુદા જુદા જણાતા વેષો માત્ર છે. એકની વ્હાલી બાયડી મરી જાય છે તો તે રડાપીટ કરે છે, પણુ બહારલતા પુરૂષની બાયડી મરે છે તો બીજી શૉખને પરણવાની ઉતાવળ માટે તેને આનંદ થાય છે. એકને ખાટું તીખું ને કડવું ભોજન સુખ આપે છે ને બીજાને તેજ ભોજન દુઃખકર થઇ પડે છે. જયારે ઇનકમટેક્ષ નાખવામાં આવ્યો ત્યારે જેઓ મધ્યમ મવસરના હતા તેઓ દુઃખી દુઃખી થઇ પડી, તે કરને કાળો કહેર જેવો દુઃખદાયક કર કહેવા લાગ્યા, અને તેવાં લોકો દુઃખી થઇ પડયાં, જ્યારે કેટલાક મોટાઇખોરા અને બડાઇ મારનારા હતા, તેઓને માથે નાંખેલો કર ઓછો પડવાથી ઇન્કમટેક્ષ ઓફીસમાં જાતે જઇને પોતાની કમાણી ઉપરાંત કમાણી થતી જાહેર કરી પોતાની ઉપર આયપત વેરો વધરાવી આવ્યાના દાખલા બનેલા છે. તેમજ કેટલાક કંત્રાકટરો ઉપર ઓછો ને કેટલાક કંત્રાકટરો ઉપર વધતો કર નાંખવામાં આવ્યો, અને કેટલાક ડાકટરો ઉપર કમી જાદે આયપત ગણીને વધતો ઓછો કમાણી વેરો લેવાનું સરકારે ઠરાવ્યું ત્યારે કેટલાક કંત્રાકટરો અને ડાકટરો જેઓનાં ઉપર વેરો ઘણો ઓછો નાખવામાં આવ્યો હતા તેઓએ સરકારમાં ખાસ જઇને પોતાની મોટી કમાઇ ઉડમાઇથી જાહેર કરીને પોતાની ઉપર કર વધરાવી આવવામાં તમણે સુખ

માન્યું ! હવે વિચાર કર કાસમ ! કે પોતાની ઉપર કર લાગુ પડવાથી માણસ સુખી થાય કે દુ:ખી ? પણ દાખલાઓ પ્રતયક્ષ બનેલા છે, કે ઘણાઓએ તેજ કરમાં મહા સુખ માન્યું, ને કેટલ:કાએ તેજ કર પાડવામાં મહા દુખ માન્યું.

ગણદેવી તાલુકા આગળ દશારા નામે મલેક લોકોનું ગામ છે. જ્યારે તે લત્તા તરફ સરકારે જગાબંધીની ઉપજ વધારી અને મોટું ઉત્પન્ન ગામવાર દફતરે દાખલ કર્યું ત્યારે સર્વ રૈયત પોતાની ઉપર મહા મોટી આફત આવી પડેલી ગણી શોક પાળવા લાગી, હડતાળ પાડી બેઠી, અને સરકાર સામે ખળભળી ઉઠી સર્વ કોઇ પોતાના દુ:ખોનાં રોદણાં રડવા લાગ્યાં. પણ અજાયબ જેવું એ હતું કે મલેકોનાં પેલાં દશારા ગામે સરકારે કાંઇ પણ કર લાગુ નહીં કર્યો અને દફતરે ઉપજ નહીં ચઢાવી તે ગામના મલેકોને સુખ આપવા સરકારે ધાર્યું. આથી મલેકો છેડાયા. "ક્યું’જી ? દશારા ગામ દફતરમેં નહીં ? એ કયા બરી આફત અપને ગાંઓપે આ ચઢી ! અપન મલેકોકું વો બરી ખેજાલત લગાંનેકી બાત સરકારને કીઇ !" આવી રીતે મલેકોએ દુ:ખી થઇ સરકારમાં અરજ કરી, કે બીજાં ગામો ઉપરથી ૨૦૦ રૂપ્યા લેવા ઠર્યું હોય તો હમારા ગામ ઉપરથી ૪૦૦ રૂપ્યા લો, પણ સરકાર દફતરમાં દસારા ગામ દાખલ કરો ! અહો કાસમ ! આ દાખલાઓ શું બતાવે છે ? જેને કોઇ દુ:ખ ગણે છે તેને બીજાઓ સુખ ગણે છે. જ્યારે સુખ અને દુ:ખનાં સ્વરૂપ એક હેજ નહીં ત્યારે માણસો પોતાના મન પ્રમાણે દુ:ખ સુખને મરજી મુજબ મનસ્વિપણે માનીનેજ હર્ષ કે શોક કરે છે. ઘણાં લોકો શેતાનને દુ:ખનો ઉત્પન્ન કરનાર કહે છે. ઘણાકો ખવીસને દુ:ખનો સરદાર કહે છે. અને ઘણાકો કર્મને દુ:ખનો માલીક કહે છે. પારસીઓ હોરમઝદ સાથે સુખને સરખાવે છે, અને દુ:ખને અહેરેમનની સાથે જોડી આપે છે. બધાં ગમે તેમ કહે, પણ અહેરેમન આપણેજ છિયે, અને દુ:ખ પાડનાર પણ આપણે પોતેજ છિયે. ઘણા લોકો નસીબવાદી છે. તેઓની નજરમાં તો દરેક ચીજ આગળથીજ ઠરી ચુકેલી છે. જે બનવાનું તે તો બનવાનુંજ, અને આપણે તે નહીં બનવાનું ચિત્યે તો થઇ શકેજ નહીં એવું માનનારા લોકો પુષ્કળ છે. જેઓ પિંગળા ગુણિકાને પવિત્ર ગણીને જોતા હતા તેમની આંખે તેણી પૂર્ણ ભકતાણી જણાઇ હતી; જેઓએ તેણીને બદ નજરથી જોઈ તેઓને તેણી વેશિયાજ માલમ પડી હતી. ભગવાન બુદ્ધ વારંવાર એક ગણિકા (વેશિયા)ના ઘરમાં જઈ બેસ્યા કરતા હતા. હલકો નીચ ધંધો કરનારી મેરી મૅગડેલીનનો સહવાસ કરી પરિચય રાખતાં ઈશુ ક્રાઇસ્ટ બીલકુલ અચકાયા નોહતા. ગાર્ગી જેવી રૂષી સ્ત્રી નાગી ફરતાં બીલકુલ શરમાઇ નોહતી, અને જનક રાજા તેણીને જોતાંજ તખ્ત ઉપરથી ઉઠીને નમતા હતા. આ સઘળાં મનનાં કારણો છે. કાસમ ! ત્હારા મનમાં તું કાસમ છે એવો વિચાર કર્યા કરશે ત્યાં સુધી તને દુ:ખજ સઘળે દેખાશે. જ્યારે તું પોતે ખુદાતાલાનોજ કત્રો અથવા અંશ છે એમ મજબુત માનશે ત્યારે તને વાતાવરણમાં સઘળે સુખ, સુખ, ને સુખજ દેખાશે. હે કાસમ ! સાંભળ. "અમુક દુશમને મ્હારા વિરૂદ્ધ અમુક આચરણ કર્યું. મને લાગ્યું, કે તેથી

મ્હારી આબરૂને હિણું લાગશે. હું પાયમાલ થઇશ, રિબાઇશ, દુ:ખી થઇશ. એવા ને એવાજ વિચારો અને માન્યતાએ મને રાત્રિ દિવસ દુ:ખમાં દાબી મુકયો અને મ્હારૂં શરીર તપાવી દીધું. એ ને એ માન્યતા પ્રમાણેજ બનવા માંડતું હોય એમ મેં જોયું ! પરંતુ એટલામાં સુભાગ્યે એક સવારમાં પ્રાર્થના વખતે પરવરદેગારનો હું અંશ છું એવું મસ્તકમાં લાગી આવતાંજ મને સુઝી આવ્યું કે; મને મ્હારા સિવાય દુ:ખી કરનાર છેજ કોણ ? બનાવોની શી તાકાત છે કે મને મહા વીરના અંશને સતાવે ? ત્યારથી "શત્રુ મને પાયમાલ કરશે" એ ખ્યાલ મ્હારા મગજમાંથી આલ્યો ગયો અને ધીમે ધીમે મને જણાવા લાગ્યું કે શત્રુ તરીકે વર્તનારના પ્રયાસો ધૂળમાં લીંપણ સરખા નિવડે છે !" આમ છે ત્યારે હે દુ:ખી બંધુ ! તું બધી ખટપટ છોડી દઈને ઈશ્વરનો પગ પકડ. સંસારના આવા રગડામાં અટકાયા કરતાં અલ્લાતાલાના નામોના રાગડા કાઢ. તેજ તને તારશે. તેજ ત્હારાં દુ:ખડાંનો અંત લાવશે.

स्नातंतेन समस्त तीर्थ सालिले दत्तापि सर्वावनिर्य ज्ञानांचक्रतं सहस्रमखिला देवाश्च संपूजिताः ॥ संसाराच्च समुध्धृताः स्वपितरस्ते लोक्यपूज्योप्य सैायस्य ब्रह्म विचारणे क्षणमपि स्थैर्य मनः प्रान्पुयात ॥१॥

ખુદાતાલાના વિચારમાંજ જે ઈનશાનનું મન એક પળ માત્ર પણ સ્થિર થાય છે તે ઇનશાને ગંગા નદિ જેવી પવિત્ર નદિઓના પાણીથી સ્નાન કર્યું, અને પવિત્ર થયો એમ જાણવું. અને તેણે આખી દુન્યાં ખેરાત અને સખાવતમાં આપી હોય તથા હજારો યજ્ઞ અને હોમ હવન કે જશનો કર્યાં હોય એમ જાણવું. તેમજ બધા ફીરેસ્તાઓ અને દેવતાઓ છે તે સર્વની પુજા અને આરાધના કરી હોય તેટલું પુન્ય લાગે છે. એટલુંજ નહીં; પણ પોતાના સર્વ પિતૃનો અને અશો ફરોહરોનો સંસારથી ઉદ્ધાર કર્યો અને સારી ગતિને પ્રાપ્ત કર્યાં અને પોતે પણ બધી જેહાંનમાં પુન્ય મેળવી પુજ્ય થયો. આહા ! ક્ષણ માત્ર ખુદાઇ વિચારથી જ્યારે એવું પુન્ય થાય છે ત્યારે હરદમ હું ખુદાનોજ અંગ છું, તેનોજ અંશ છું, એમ જેની બુદ્ધિ થાય તેનાં મોટાં પુન્ય છે એમ જાણવું. તેમાં અશ્ચર્ય શું ? "દેહાત્મ બુદ્ધિજં પાપં" એટલે હું દેહ છું, હું કાસમ છું, એમ માનવાથી જે પાપ થાય છે તે કરોડો ગાયો માર્યાથી જે પાપ થાય છે તેનાથી વધારે છે. શ્રુતિમાં પણ એમ કહ્યું છે, કે દેહનું અભિમાન રાખનારને સર્વ દોષ લાગે છે, તે પાપી થાય છે, તથા આત્મ હત્યારો થાય છે. અને સચ્ચીદાનંદ આત્મા હું છું, એવીજેની બુદ્ધિ થાય, તેનું જે પુન્ય થાય, તેવું પુન્ય કોઇ દિવસ થયું પણ નથી અને થશે પણ નહીં. દેહાભિમાનીને દુ:ખ શિવાય બીજી કાંઇ હાંસલ નથી. માટે "મુજ કાસમ ઉપર દુ:ખો પડે છે" એમ જ્યાં સુધી માનશે ત્યાં સુધી તું દુ:ખમાંજ ડૂબેલો રહેવાનો. તું ઇશ્વરનો અંશ છે એમ માનવા માંડશે ત્યારે તને કોઇ શત્રુ કે કોઇ પાપી પણ દુ:ખ દેનારો દેખાશે નહીં. તું માણસ છે એમ વિચાર કરવા કરતાં તું તો પેલા મહાન બાપનો બેટોજ છે એમ માની તે બાપના દરેક બચ્ચાં ઉપર પ્રેમ

રાખવા શિખીશ, એટલે કોઈ શત્રુઓ ત્હારી સામે ટાગડો રચતા પણ નહીં જણાશે, ને તને દુઃખ દેવા સારૂ પાપી કામો કરતા પણ તને કોઈ માલમ નહીં પડશે. સમજ, કાસમ! "પાપને ધિક્કારતાં પાપી ઉપર પ્રેમ કરવો મુશકેલ નથી. તેના ઉપર દયા કરવી જોઇએ. તમે કહેશો કે પાપ તે પાપજ છે. પણ જરા વિચાર કરો. અમુક કૃત્યને પાપ કહેશો ને અમુકને પાપ નહીં કહેશો તો તે ભુલ ભરેલું છે. કોઇપણ કૃત્ય પોતાની મેળે પાપમય છેજ નહીં. જેમ શૂન્ય એકલું હોય તો તેની કિંમતજ નથી, પણ સાથે એક બે ત્રણ આંકડા હોય તોજ તેની કિંમત. તેવીજ રીતે કૃત્ય એકલુંજ પાપ કે અપાપ છેજ નહીં, પરંતુ શૂન્યને એક બે ત્રણના આંકડાની જમણી બાજુએ મુકો તો તેની કિંમત ઓછી થશે, ને એજ શૂન્યને ડાબી બાજુએ મૂકો તો તુર્ત તેની કિંમત વધશે." હે કાસમ! તું પાપી નહીં થઇશ તો દુઃખીએ નહીં થઇશ. પણ એમ કરતાં ત્હારૂં અંતઃકરણ તને દુઃખમાંથી છુટવા સારૂ પાપ કરવા કહે, તો ભલે દુઃખ ખમજે પણ પાપ ના કરતો. કેમકે દુઃખ પડેલું ભોગવ્યા શિવાય છુટકો નથી. અને જેટલું પાપ વધશે તેટલું બીજું નવું દુઃખ પણ વધશે. એક દિવસે એક માણસ દરિયા કિનારે બેઠેલો જોયો. તેને વાઘે ઘણા જખમ કયા હતા, જેથી ગમે એટલી પણ દવા કરવા છતાં તેને સારૂં થતું નહીં, અને દુઃખથી ચાલુ રિબ્યા કરતો, પણ હમેશાં "દાદારના શુકરાના!" "ત્હારી મહેર!" એમ બોલ્યા કરતો, અને ઇશ્વરનો ઉપકાર માનતો. બીજાઓએ પુછયું કે; શા માટે તું ખુદાના શુકરાના કરેછે અને ઉપકાર માને છે? તેણે જવાબ દીધો, કે ઉપકાર માની ખુદાના હજારો હજાર શુકરાના એટલા થકીજ કરૂં છું, કે તેણે મને દુઃખમાં ગીરફતાર કીધો છે, અને નહીં કે **પાપ**માં!

> ગર મરા ઝાર બકુશતન દેહદ આન યારે અઝીઝ,
> તા નગુઇ કે દર આન દમ ગમે જાનમ બાશદ.
> ગુઇયમ અઝ બનદેહ મીસકીન, ચે ગુનેહ સાદર શુદ?
> કુ દીલ આઝુરદેહ શુદ અઝ મન—ગમે આન બાશદ?

જો તે વ્હાલો દોસ્ત, મ્હારો ખુદા, મને ઘણાં દુઃખનું મોત પણ ફરમાવે તો પણ મ્હારે તે વખતે એમ નહીં કહેવું, કે હું જીંદગી માટે ડરૂં છું. હું તો એમ પુછીશ, કે "ત્હારી સાથ ગરીબ બંદાએ શું પાપ કીધાં છે, કે તું મ્હારા ઉપર નારાજ થયો છે? તેવાં પાપનાં કારણ માટે ખરેજ હું ડરૂં છું. પાપથીજ દુઃખોની પેદાયશ થાય છે. જો તમે હાઇડ્રોજન અને ઑકસીજન નામનાં બે વાયુ એકઠા કરો તો અમુક હવાના દબાણ અને ગરમીની સ્થિતિમાં તમને પાણીજ મળશે, અને પાણી શિવાય બીજું કાંઇજ મળશે નહીં. તેજ રીતે આત્મિક જ્ઞાનવાળો જણાવે છે કે, અમુક રીતે તમે વિચાર કરશો તો તમારાં ચારિત્ર ઉપર આવાજ પ્રકારની અસર થશે, અને બીજા પ્રકારની અસર થશેજ નહીં. જો તમે સારી ઇચ્છા કરશો તો સારૂંજ પરિણામ

આવશે, માઠું પરિણામ કદિએ આવેજ નહીં. જો તમે નઠારી રીતે વર્તશો તો તમારાં કાર્યનું ફળ દુઃખ શિવાય બીજું નહીં આવે. તમે પુન્યના કામ કરો તો રોજે રસ્તાખેજ સુધી તમોને સુખનીજ હાંસલ થશે. "જવાહેરૂલ અમારહ" નામની કિતાબમાં લખ્યું છે કે, જ્યારે હાતમ મરી ગયો, ત્યારે તેને એવી જગ્યાએ ડાટયો હતો કે, જ્યારે ભારે વર્ષાદ વરસ્યો ને રેલ ચાલી, ત્યારે હાતમની કબર તણાઈ જશે એમ તેના છોકરાને લાગ્યું, જેથી તેનું શબ બીજી જગ્યાએ લઇ જવાને ધાર્યું. અને જ્યારે કબરનું માથું ઉખેડયું ત્યારે તેના સર્વ અવયવો વિખરાઈને માટી થઇ ગયેલા દીઠા, માત્ર જમણો હાથ કાંઈ પણ બગડયો કે બદલાયો ન હતો. માણસોને આથી આશ્ચર્ય લાગ્યું. તેમાં એક વૃદ્ધ હતો તેણે કહ્યું કે, "અહો માણસો! આથી આશ્ચર્યમાં ના પડો, અને હાતમનો હાથ જેવો ને તેવો રહ્યો છે તેમાં નવાઇ જાણો નહીં. કાંકે, આ હાથથી યાચકોને તેણે ઘણું પુન્યદાન કરેલું છે. તે કારણથી ઉદારતાની સહાયતાથી તે જેમનો તેમ રહેલો છે."

ગેસુ બડાકે કોઇ મશાયખ હુવા યહાં;
યા બેનવા હો કોઈ હુવા સર મુંડા યહાં.
જબ મુરશદે અઝલકા કદમ આયા દરમિયાં;
કોઇ તો લંબી દાડી લીએ હો ગયા રવાં.
મુછેં ભવેં તલક કોઇ મુંડવાકે મર ગયા,
પર વોહ હાતમ તો હંમેશે જીતાજી રહા!

વાંદર સરખું અવાચક પ્રાણી પોતાને સ્પર્શ થવાથી ખસ થશે એવો છોડવો ઉગતો દેખે છે, કે તેનો જડમુળથી નાશ કરી નાખે છે. તે ઉપર વિચાર રાખીને શિખામણ લે. જે પાપથી તમને હાનિ અને પજાછણી થવાની ખરી બીક લાગે તેનો તમે લાગલોજ નિવેડો આણી દ્યો. પાપી અંતઃકરણ કદિએ દુઃખના ડંખ માર્યા વગર રહેતું નથી. Guilty conscience ever bites. તું દુઃખથી અકળાતો નથી, પણ ત્હારાં પાપથી અકળાયો છે. તું તો "સંસારરૂપી સોગટાંની બાજી સાથે દેહની સોગટી રમે છે. અને કર્મના પાસાને વશ થયલી તે સોગટી અનેક ઘરમાં ઘુસી જાય છે. તેમ કર્મથી જીવ અનેક દેહમાં ઘુસીને જન્મ ધારણ કરે છે. સમુદ્ર કે પર્વત એ સર્વ તું ત્હારા કહે છે, પણ તે તો અમથું કહેવાનુંજ છે. જ્યાં લગી તું પોતાના વચનથી એને માટે પોતાપણું કહે છે ત્યાં લગીજ એ ત્હારાં છે. ખરેખર તે ત્હારાં નથી. આંખ બંધ કરે તેટલામાં તો તે ત્હારા સમુદ્ર કે પર્વત હવામાં ઉડી જાય છે, ને તને દેખાતા પણ નથી. હું એવું જે માયાનું રૂપ છે તે તો જાળ છે, મન રૂપી ફાળ છે, કાયા રૂપી મૃગલું છે, સ્ત્રી પુત્ર વિગેરે કુટુંબ તો દાવ પેચના ફાંદા છે, મદ અને લોભ એ બે કૂતરા પળાયા છે. અને પારધિ ત્હારા ઉપર ત્રાપ મારી એક છલાંગે તને ખાઇ જવા તત્પર ઉભો છે." તું પોતેજ હવે કહેશે કે Weep I cannot; but my heart bleeds. દુઃખ પડશે તે વેળાએ પણ જો તું ચેતી જઇ દુઃખને રડવાનું છોડીને હરિને

રટવાનું કરશે તો ત્હારૂં દુઃખ અર્ધું ઓછું જણાશે. દુઃખના ડુંગર તુટી પડે ત્યારે આડો હાથ કરવાને તું કાળાં માથાંના માનવીની મદદ માંગવાને બદલે બસ ઇશ્વરનાજ પગ પકડ. તેનેજ યાદ કર. હજુ પણ તેજ સહાય થશે. પુછવામાં આવ્યું છે કે, દુઃખ કોનું કમી નહીં થયું? ને કેને મુખે ધુળ પડી? ત્યારે કવિ સામળભટ કહે છે કે

પડી તેને મુખ ધુળ, રંક જેણે રંજાડયાં;
પડી તેને મુખ ધુળ, ભુવન જેણે ભંજાડયાં.
પડી તેને મુખ ધુળ, લોકમાં અપજશ લીધો;
પડી તેને મુખ ધુળ, વેતી નીકે પગ દીધો.
પણ ધુળ પડી તેને મુખે, ધુળે ઢાંકણુ દામનું;
સામળ કહે ધુળ તેને મુખે, નામ રટે નહીં રામનું.

શું? હે કાસમ! તું દિવસે શેર બજારમાં, સાંજે જુગારખાનામાં, ને રાતે વેશિયાવાડમાં વાસો કરે તો તને ઇશ્વરની ભક્તિ કે તેનું નામ યાદે આવવાનું? જેવાં સ્થળે તું રહેશે તેવાં સ્થળનો તને પાસ લાગવાનોજ, અને તું ખરાબ થવાનોજ. સિંહનાં રહેઠાણમાં જઇ ચરનારને હાથીના કપાળમાંથી નીકળેલાં મોતી મળે છે, અને શિયાળના રહેઠાણમાં જનારને વાછરડાનું પુછડું અને ગધેડાનાં ચામડાંના કટકાજ મળે છે. અર્થાત, મનુષ્ય જેવે ઠેકાણે જાય તેવું ફળ મેળવે છે. હે ચંચળ ચિત્ત! ચિતા કરતાં ખરાબ એવી ચિંતા છોડી દે, અને તે દયાળુ દાદારનીજ બંદગી કર, કે જેના વિના ઇચ્છા કરનારને ઘોડા કે હરણના વિહાર કરવાના મળતા નથી. એક ડાહ્યામાં ડાહ્યા ફીલસુફને પણ જો રોજ મોજ શોખ, અને દુરાચારની વચ્ચો વચ્ચમાં રહેવું પડે તો તે પણ ધીરે ધીરે તેવીજ બુરી જીંદગીમાં તણાવા માંડશે. ત્યારે એક નિર્દોષને જો તેવાજ સંજોગોમાં ઉછેરવામાં આવે તો તે ફસ્યા વગર, પાપમાં પડયા વગર, અને તેનાં કડવાં પરિણામ ભોગવી દુઃખી દુઃખી થયા વગર કેમ રહે?

નર તન પામી નર શું કમાયો?

| | |
|---|---|
| કરણી રૂડી કરી નવ જાણી, હરિરસ તેં ન પીવાયો. | નર તન. |
| પાપ અમાપ કર્યાં તેં પ્રાણી, જન્મ રહ્યો રઘવાયો. | નર તન. |
| અનાથ જનને અતિશય દુભ્યાં, પ્રપંચ પંથ ફસાયો. | નર તન. |
| જગમાં મિથ્યા જન્મજ લીધો, જીવન સાર ન પાયો. | નર તન. |
| છોટાલાલ હજી હરિ ભજી લે, વૃથા પછી પસતાયો. | નર તન. |

# દિલાસા પત્ર ૫૬ મો.



"Give me good proofs of what you have alleged:
'Tis not enough to say-in such a bush
There lies a thief-in such a cave a beast;
But you must show him somewhere I shoot,
Else I may kill one of my straggling sheep:
I'm fond of no man's person but his virtue."

Shakspeare.

હે મનસુખ! ત્હારા ઉપર આળ મુકનારાઓને તું શેકશપીયરના ઉપલા પ્રશ્ન જેવો સવાલ કરશે ત્યારેજ આળ ઘડનારા, તેને ટીપી ટીપીને ફુલવનારા, અને ચાડયાઓને તું કમી કરી શકશે, જેથી ત્હારાં ઘણાં કષ્ટ કપાશે. ત્હારા નૂરેચશ્મ બેટાના મોત પછી મરણના ભયથી હમેશાં તું ઉદાસ રહે છે. ત્હારૂં કે ત્હારાં વ્હાલાંનું મરણ તને દુભવનારૂં હોવાનો ખ્યાલ કાઢી નાખ. આવાં ખોટાં મોતના ખ્યાલોજ તને સંતાપ કરાવે છે. એક અશો દુખ્યારા માટે કબરનો ખાડો ખોદાય છે, અને જ્યારે તેને ઘોરમાં ઉતારવામાં આવે છે, અગર દોખમાના ખાડામાં મુકવામાં આવે છે, અને જ્યારે તેની વિપત્તિઓ અને ગમખારીનો ત્યાં અંત આવે છે ત્યારે, પરમેશ્વર પોતાની કરમ બક્ષેશોની નદિ પોતાનીજ ઇચ્છાથી વહેતી કરે છે. देवाची करणी देवास ठाऊक. તે અશો પુરૂષની દિલગીરીઓ નાશ પામે છે, પણ તેની ખુશાલીઓ કાયમ દાયમ હૈયાત રહે છે. મુવા પછી તેની હાલત કેવી ધારો છો? દરેક બંધાયેલી સાંકળ તેને ઉજાશના કિરણો જેવી છે; કેદખાનું તેને મનથી મહેલ છે; જે નુકશાન લાગે છે તે ગોયા એક રાજ્ય ખરીદવાની ખુશાલી જેવું છે; અને ખુદાઇ માર્ગમાં ખમવી પડેલી હાડમારી, એક હમેશના માન જેવી છે; મુશીબતનો એક દિવસ તેને આરામના એક હજાર દિવસો જેવો લાગે છે, અને નહીં બંધ પડે એવી સંખ્યા રાહતના દિવસોમાં ઉમેરાતી તેને જણાય છે. રાત વગરના દિવસો–દિલગીરી વગરની ખુશાલીઓ–વગર પાપની પવિત્રાઇ–ડાઘ વગરનું દાન–ભય વગરની પ્રાપ્તિ–અદેખાઇ વગરનું મંડળ–કમી નહીં થાય એવી ખુશનીદીની ખબરો–એ સર્વ તે સુખ્યરા પ્રદેશમાં તે અશો નરની સાથે વસે છે, જ્યાં કોઇપણ તેનો શત્રુ દાખલ થઇ શકતો નથી, અગર ત્યાંથી એક પ્યારો દોસ્ત પણ પાછો ફરતો નથી. કયામતનો દહાડો કોઇને પણ છોડનારો નથી.

કાસીદે કજા સબકો ઇએ જહાંસે લે જાએગા, ન કોઇ સંગ આએગા;
રોજે બાજ પુરસ ખાબસે જગાએગા, મુનસીફ બતાએગા.

ખોલેંગે જબકે તેરે આમાલકી વહાં કીતાબ, લેગા તુજશે હિસાબ;

ખાવેગા વહાં પર તું અએ મીઆં પેચો તાબ, સજા જબ પાએગા.

"પ્લુતાર્ક પોતાના મિત્ર એપોલોનીઅસને એવા વિચારથી દિલાસો દે છે, કે જ્યારે ત્હારો છોકરો આપણી વચ્ચે જીવતો હતો ત્યારે તે તને અથવા પોતાની માયને જરાક પણ દિલગીર જોઇને પોતે દિલગીર થયા વિના રહેતો હતો નહીં. હવે જ્યારે તે પોતાના ફીરેસ્તાઓ વચ્ચે તેઓની સંગતમાં મગ્ન રહેતો હશે, ત્યારે ત્યાંથી તને એ પ્રમાણે દિલગીર જોઇ તે ઘણો નાખુશ થતો હશે, માટે તું ત્હારો આગલો ખુશ સ્વભાવ લે, અને જીંદગીના કામકાજમાં ચપળ ભાગ લેતો થા, કે જેથી ત્હારા મરનાર દીકરાનું રૂહ ખુશી થશે, અને હમો કે જેઓ ત્હારાં ભલામાં કાળજી લઇએ છિયે તેઓ પણ ખુશી થઇશું." હે મિત્ર! મરવાના તો સૌ, ખરી પડવાનાં તો બધાંજ પુલ, પણ નામ અને સુગંધ રહી જવાનાં. રામ અને રાવણ જેવાનાં રાજ્ય રહ્યાં નથી, કે નથી દીલ્લીપતિ અકબર રહ્યો. મહાત્મા વિક્રમ અને ભોજ રાજાઓ જોકે હયાત રહ્યા નથી, પણ તેઓનાં ભલાં રાજ્યનો આજ સુધી ડંકો વાગી રહ્યો છે. હે ભાઈ! આળ મુકનારાઓની તો ત્હારે જરાએ કાંક્ષા કરવી નહીં. ટીકા બાણને તો હવાઈ ગયલા બંદુકના દારૂ જેવો ગણવો; તેથી ઇજા થનાર નથી. મિત્રે અથવા શત્રુએ કરેલી ખરાબ ટીકાને તો, ઉંઘમાંથી આપણને જગાડવાને આવેલા એક ખરાબ સ્વપ્ના જેવીજ ગણવી. જ્યારે તમે જાગો છો ત્યારે સ્વપ્નું કયાં રહે છે? જ્યારે આપણે આપણા વર્તનને પ્રેમમય બનાવી દઇએ છિયે ત્યારે સઘળું નુકશાન હોય તે ખરો નફોજ બની જાય છે. ગરીબ સિંડ્રેલાની મોજડી ખોવાઇ ગઇ. તેની ખાસડી જયારે પાછી મળી ત્યારે તેની સાથે સાથેજ તેણીને રાણીનું પદ પણ મળ્યું! તણખલાંનો પણ મેરૂ કરે પરમેશ્વર. હા. ભાઇ! હમે ખોટાં તોહમતોથી આપણું જીગર ફાટી જાય. બાણનો ઘા રૂઝાઇ જાય છે અને કુહાડાથી વન કપાયું હોય તો તે પણ પાછું પાંગરે છે, પરંતુ કઠોર વચન બોલવાથી વિંધાયલાં દીલનો ઘા કદી પણ રૂઝાતો નથી. પણ ખુદા ઉપર મિંટ મારીને તોહમતોથી ફાટતાં જીગરને "ભુલી જાઓ" મલમ ચોપડી દુન્યાંદારી અને સંસાર નિભાવે તેજ આદમી લેખાય. જો તું માત્ર શેખસાદીની નીચલીજ નસિયત વિચારીને વાંચે, તો તને હમેશાં સુખજ મળે, દુઃખ નહીં મળે. અગર કોઇ પાદશાહનો ખીદમતગાર બે દહાડા સકાળે બામદાદને વખતે ખીદમતને સારૂ જાય, તો ત્રીજે દિને અલબતે પાદશાહ તેની તરફ મહેરબાનગીથી નજર કરે. ઉમેદ છે, કે સાચાં દિલથી ખુદાતાલાની પરશતેશના કરનારાઓ પણ ખુદાતાલાની દેવડીથી નાઉમેદ થઇ પાછા નહીં ફરે. કબી તો પુલ ખીલે અને કબી તો સુકાય. ઝાડ કોઇ વખતે નાગું હોયેછ, અને કોઇ વખતે ઢાંકેલું હોયેછ. અગર મને દુન્યાંદારી નહીં હોય તો તેનું દુઃખ છે, અને અગર હોય તો તેની માયામાં ફસું છું. જેહાન જેવી દુઃખની આપનારી બલા બીજી કોઇ નથી. કાંકે દુન્યાંદારી છતે પણ દુઃખ દે છે, અને અણછતેએ દઃખ દે છે. અગર તને તવંગરી જોઇએ તો

તું સંતોષ અને નમ્રતા પકડ, કે તે જેવી બીજી કોઇ દોલત નથી. તવન્ગર નાણાંથી કદી તારો ખોળો ભરે, તે કાંઇ તેણે સવાબ કર્યું તું નોં ધારતો. મેં બુજ્રોગોથી ઘણું કરીને સાંભળ્યું છે, કે તવંગરની બક્ષેશ કરતાંને ફકીરની સબર ભલી છે. અગર બેહેરામગોરે એક ગોરખરને ભુંજીને લોકોને વહેંચી આપ્યું હોય, તે એક ટીડનો પગ જે કીડીએ સુલેમાનને લાવી આપીને આભાર કર્યો હતો તેને નહીં પહોંચે. હે મનસુખ! "મ્હારા દીકરાના મોત ઉપર ઘાડ આવી તે હું શું કરૂં!" આમ બોલી ફેસલાઇ પડવાથી તે પાછો આવતો નથી. જેનું કોઇપણ રક્ષણ કરતું ન હોય, છતાં પણ તે દૈવથી રક્ષાયલું હોય તો બચે છે. અને સારી રીતે રક્ષણ કર્યા છતાં પણ જે દૈવથી હણાયલું હોય તે બચતું નથી. અનાથ હોય અને વનમાં છુટું મૂકી દીધું હોય તોપણ દૈવની રક્ષાથી જીવે છે; અને ઘરમાં પ્રયત્ન પૂર્વક રક્ષા કરવામાં આવતી હોય, તોપણ જો દૈવથી વિનાશ થવાનો હોય તો તે મરી જાય છે. એરવદ જી. જ. મોદીએ આ બાબત તને ફાંકડી રીતે સમજાવી છે, કે જો મોત કોઇને પણ છોડતે તો ગયોમર્દને છોડતે. યા હોશંગ જેવા નામીચા પાદશાહને છોડતે. જો મોત કોઇને છોડતે તો જમશેદ જેવા જગપ્રસિદ્ધ પાદશાહને છોડતે, કે જેણે પોતાનાં દેશમાંથી સુખ શાંતિના તરેહવાર ઇલાજોથી બિમારી અને મોતને જાણે હાંકી કાઢયાં હતાં. જો મોત કોઇને છોડતે તો ફરીદુનને છોડતે, કે જેણે બિમારી માટે દવા દારૂ વિગેરેના સેંકડો ઇલાજો માણસ જાતનાં ભલાં માટે શોધી કાઢાય હતા. પણ એ સઘળાંઓને મોતે છોડયાં નથી, તેમ તે કોઇને પણ છોડનાર નથી. જો ખુદા કોઇને મોત વિનાનો કરતે તો તે પેગંબર જરથોસ્તને કરતે. પણ પહેલવી પુસ્તકો પ્રમાણે જયારે પેગંબરે અમર્ગી માગી, ત્યારે અહુરમઝદે તેવણને તે આપવાને ના કહી." હે બંધુ! ઇશ્વર મરજી એ યમરાજને માટે હુકમ રૂપ છે. માટે બસ તેની ઇચ્છા અને તેના હુકમને હમેશાં નમીને આ સંસારનો રસ્તો કાપો.

અઓર નહીં કછુ કામકે,
મએ ભરોસે અપને રામકે—અઓર.
જો માંગે સો દેત પદારથ,
વારી જાઉં ઉસે નાંમકે—અઓર.

હે મનસુખ! ખારૂં પાણી નહીં પીવાય–ખારૂં પાણી! ભલે ત્હારૂં કલેજાંની કોર જેવું વ્હાલું હતું, ભલે તે લાડકવાયું જીગરજાન જેવું તું પ્યારૂં કહે, પણ એ સૌ ઉભરાથી ઉભરાઇને બોલવાનું. બાકી પોતાના જીવ જેવો વ્હાલો કોઇ નથી. એકવાર અકબર બાદશાહને અને બીરબલ વઝીરને તકરાર પડી. આપણાં બચ્ચાં કરતાં દુન્યાંમાં કોઇ આપણને વ્હાલું નથી એવું બાદશાહનું કહેવું હતું. વજીરનું કહેવું એ હતું, કે આપણા જીવ કરતાં બીજું વિશેષ વ્હાલું જગતમાં કોઇ હોતું નથી. પાદશાહે બીરબલને પુરવાર કરવા કહ્યું. બીરબલે મેદાનમાં એક ઉંચો ગોળ અગડ બનાવ્યો. જેમાં બહાર નિકળવાનો એક પણ માર્ગ નહોતો. તમામ ગોળાકાર કિલ્લા જેવો ચોક કરાવી ઘણીજ ઉંચી

દિવાલો કરી. પછી તે કિલ્લા જેવા ગોળ ચોકમાં પુષ્કળ રેતી પંથરાવી. વૈશાખ માસનો સખત તડકો પડતો હતો. એવામાં ખરી બપોરે એક વાંદરીને તેના બચ્ચાં સાથે અંદર નંખાવી. વાંદરી પોતાનાં બચ્ચાંને છાતી સરસું વળગાવીને બહાર નિકળવાને ઘણાં ફાંફાં મારવા લાગી, પણ દિવાલ બહુ ઉંચી અને નિકળવાનો માર્ગ એકે દીઠો નહીં. રેતી બહુ તપેલી હતી તે છતાં તેણી ગોળ ફરવા લાગી. બહુ દોડી પણ બચવાનો કાંઇ માર્ગ રહ્યો નહીં. કલાકો સુધી તો દાઝી જતા પગો છતાં દોડ દોડ ને અફડા તફડી બહુ કરી, પણ આખરે દાઝયાનું દુઃખ ખમાયું નહીં. એટલે લાઇલાજ થઇને પોતાના બાળકને રેતી ઉપર દાબીને બાળકનાં ઉપર વાંદરી ચઢી બેઠી. વાઝીરે બાદશાહને આ બનાવ બતાવી સિદ્ધ કરી આપ્યું, કે પોતાનો સ્વાર્થ, પોતાનું સુખ, પોતાનો જીવ, અને સર્વ પોતાનું બચાવવાજ આ દુન્યાની બધી દોડધામ છે. જ્યાં પોતાના જીવ ઉપર આવી ત્યાં બચ્ચાં કોણ ને બાળાં કોણ ? જોકે વાંદરી બચ્ચાં ઉપર હમેશાં સૌથી વધારે હેત, પ્રીત, પ્યાર ને લાગણી રાખનારી માતા કહેવાય છે, પણ પોતાનાજ જીવ પર જ્યારે આવી પડે તે વારે આમ થાય છે. મનુષ્યની સગાઇ, માણસનો પ્યાર, અને માનવીની મોહબત આ સર્વ બાજીગરના ખેલ છે. સાચો સગો તો માત્ર એક પરમેશ્વર.

ઉગારનાર એક ઇશ તારનાર આપણો,  
જુએ કદી ન ગુણ તે જુએ કદી ન ખાંપણો;  
શિવાય આસપાસ આપ સ્વાર્થી સગાઇ છે,  
ન આપણે સગાઇ ભાઇ વિશ્વની ઠગાઇ છે.

મનસુખ, મનસુખ, વધતો ને વધતો સંતાપ ના કર ! સંતાપ કરવાથી રુપ બળ તથા જ્ઞાન જતું રહે છે, અને વ્યાધિ તથા દર્દો પેદા થાય છે. જેટલો આ સંસારનો લોભ કરશે તેટલો સિકંદરની માફક પસ્તાશે. બચ્ચાંનો લોભ, કીર્તિનો લોભ, દેશ જીતવાનો લોભ એ સર્વ લોભો આખેરશ દુઃખ કરતા છે. સિકંદરે બધી દુન્યા જીતી લેવાનો લોભ રાખ્યો હતો, અને તેણે દરેક જગે ફતેહ મેળવી ત્યારે ચીનના મુલક ઉપર ચઢાઇ લઇ ગયો, અને ત્યાંના શેહેનશાહ પાસે પોતાની સલામી કબુલાવવાનો ઇરાદો રાખ્યો. ચીનના શાહે કનાયત પકડી હીરા મોતી, ને જર ઝવેરાતનું ખાણું પીરસી સુફરા ઉપર સિકંદરને રડાવ્યો હતો. લોભે કોણને હસાવ્યા છે? જે માણસોની ઇચ્છાઓ ને લોભો હદ બહાર હોય છે, તેઓની જ્યારે આખર આવવા થાય છે ત્યારે તેમની નિરાશી અને દુઃખનો પાર રહેતો નથી. મહમદ ગઝનવી જેણે હિંદુસ્થાન ઉપર ૯-૧૦ વાર ચઢાઇઓ કરી હિંદની દોલત લુટી લઇ ગયો હતો, તેણે મરતી વખતે કરોડોની દોલત ને ઝવાહીર પોતાના મરણ ખાટલા આગળ મંગાવ્યાં, અને તે જોઇને બચ્ચાંની માફક જાર જાર રડયો; "અરે! ઓ! કેવા જોખમો ! કેટલી બધી મનની બેચેની ને તનની થાક ખમીને, આ ખજાંનો ભેગો કરવાને મેં આસમાન જમીન એક કરી નાખ્યાં હતાં! અને તેને

સંભાળવાની મેં કેટલી બધી ઇંતેજારી રાખી હતી! અને મ્હારો તો આખરે મરવાનો વખત આવ્યો, ને આ ખજાનો તો જ્યાં ને ત્યાં પડી રહેવાનો! હાય હાય!" તેની કબર તેના મહેલમાં કરવામાં આવી, જ્યાં તેનો દુઃખી ભુત ભમતો માનવામાં આવતો હતો. કહે ત્યારે મનસુખ, દુઃખી કોણ? ને સુખી કોણ?

મનસુખઃ—શું દોલત અને માલ દાનાવને વધારે ભરૂસાવાળો નથી કરતાં?

જવાબ—નહીં. જે કોઇ તેવી ધારણા ધરાવતો હોય તે દાનાવ નહીં હોવો જોઇએ. પૈસાનો કોઇ પુરો નહીં, ને અકકલનો અધુરો નહિ. રામતીર્થનું કહેવું છે કે, જ્યારે કોઇપણ કામ પ્રેમથી પ્રેરિત થઇને આપણે કર્યે છિયે ત્યારે અતિશય અઘરૂં અને દુષ્કર કામ પણ આપણને સ્વર્ગના જેવું આનંદકારક લાગે છે. સ્વાર્થ બુધ્ધિથી ઘણું સારૂં અને ઉંચું કામ અને ઉંચી હાલત પણ ત્રાસદાયક અને કંટાળા ભરેલી લાગે છે. તમે ગમે તેવી હાલતના હો, પણ જો તમારામાં પ્રેમ, ભાઇબંધી, અને નિખાલશ પ્યાર હશે તો તે પેલી હાલતને મનોરંજક બનાવશે. સર્વ દુઃખો, આફતો, ચિંતા, અને વિપતિઓ માત્ર સ્વાર્થથીજ ઉત્પન્ન થાય છે. અતિશય દુઃખ્યારી હાલત ઉપર પણ પ્યાર કરશો તો તેમાંનું દુઃખજ રહેશે નહીં. આપણાં સઘળાં દુઃખો, આપણા સઘળા સંતાપો, પ્રેમરૂપ પ્રિયાએ પોતાને આલિંગન દેવાને, આપણને સજાગૃત કરવાને માટે કરેલાં અડપલાં અને ચેડાંજ માત્ર છે. આ હલાવવું, ઢંઢોળવું, અને અચકાવવું એ મિઠી પ્રેમ પ્રિયાનાં અડપલાંજ છે. એ તો પ્રત્યક્ષ પરમાત્મા પ્રેમથી તમને જગાડે છે. ત્યારે દુઃખોથી ન્હાસો ના, પણ ઉઠો, જાગૃત થાવ! પહાડ જેવાં દુઃખને તોડી પાડવાની હામ ભિડો તો માનવીની આગળ હિમાલય શું વિસાદ ધરાવે છે? દ્રઢ મનનો નિશ્ચય આખા દરિયાને તો સુકવી નહીં નાખે, પણ પ્રમાણ પ્રમાણે ખંતનું ફળ તો આપેજ. એક ટીટોડીની વાત કહું મનસુખ. ટીટોડાએ દ્રઢતા ને હિંમતથી પોતાની વ્હાલી ટીટોડીને કહ્યું:—મ્હારાં બાળકોને પી જનારા આ સમુદ્રને હું સુકવી નાખું તોજ ખરો. ત્યારે ટીટોડી બોલી; ઓ પ્રિય! જ્યાં ગંગા નદી નવસો નદીયોને લઇને હમેશાંજ પ્રવેશ કરે છે, અને તે પ્રમાણેજ સિંધુ નદી પણ હમેશાં જ્યાં પ્રવેશ કરે છે, તે અઢારસો નદીયોથી રોજ પુરાતા મહાસાગરને તમે પાણીના ટીપાંને ચુસનારી એક ચાંચ વતી કેવી રીતે શોષી શકશો? માટે જેના ઉપર વિશ્વાસ રાખી શકાય નહીં તેવાં બોલવાંનું શું ફળ છે? ટીટોડો બોલ્યોઃ પ્રિયે! ઉત્સાહ એ લક્ષ્મીનું મૂળ છે. મ્હારી ચાંચ લોઢાંના સરખી છે. અને રાત્રિ દિવસો પણ લાંબા છે. માટે સમુદ્ર શું નહિ સુકો કરી શકાય? મારનાર કરતાં બચાવનાર મોટો છે. પુરૂષ જ્યાં સુધી પુરૂષાર્થ કરતો નથી ત્યાં સુધી તે સારી સંપત્તિ મેળવી શકતો નથી, સુર્ય, તુલારાશિમાં આરૂઢ થાય છે ત્યારેજ તે મેઘનાં મંડળોમાં પરાજય કરે છે. હે મનસુખ! મોત આવ્યું, કે ત્હારા બેટાની પાછળ આ તું પણ ચાલ્યોજ સમજ. સહુ જ્યાંનું ત્યાં રહેશે—નહીં કંઇ લે જશે હાથે; મનશની કે ગવશની ને કુનશની પ્હોંચશે સાથે.

ખુદા મહેરબાન તો જગ મહેરબાન. ફરતાં ચક્રના આરાઓની પેઠે મનુષ્યને વારા ફરતી સુખ પછી દુ:ખ અને દુ:ખ પછી સુખ આવ્યાજ કરે છે. ભલા ભલી ચઢતી અને પડતી વેઠવી પડે છે. જરમનીમાં, તે ધણીના ગાયનો બહુ આનંદથી ગાઇને મોજ મજામાં રાત પસાર કરનારાં લોકો એટલું પણ જાણતા નો'તા, કે જે ધણીની બનાવેલી ચીજોથી લાખો લોકો આનંદ પામે છે, તેજ ધણીને રક્તપિત્ત હોવાથી શહેર બહાર એકાંત ખુણાંમાં પડી રહેવાની તેઓએ સજા કરી હતી! દયાની બ્હેનો શહેરના જાહેર ખાતાંમાં ઉભાઇ જાય છે, તેઓ એકાંતમાં સબડતા દુ:ખીઓની કદર કાં ન ખાય? આવો માયનો પુત તો **જોન** હાવર્ડ અને **ટૉમસ** રાઇટ થઇ ગયો છે, જેમણે દરદી દુ:ખ્યારાંને ઘણી રાહત આપવામાં પોતાની જીંદગી અર્પણ કરી હતી. માટે મનસુખ! હીંમત હારતો ના.

જીવડા, ભીડ હવે તો રૂડી હામ.<br>
બહુ બહુ કીધો શોચ, કહે કીધે શું સર્યું?<br>
કંઈ કંઇ કરવાં છે હજી કામ.—જીવડા ભીડ૦<br>
એજ કુદરત એજ દુનિયાં એ તું;<br>
કેમ રહેવાશે આમ?—જીવડા ભીડ૦<br>
હાય નથી કયમ થાતી કઠણ હજી?<br>
છાતી પડયા છે કારી ડામ.—જીવડા ભીડ૦<br>
તારૂં તો ધાર્યું નથીજ થવાનું;<br>
શીદ લોહી બાળે આઠ જામ.?—જીવડા ભીડ૦<br>
અલ્લગ રહી તારે એમાંજ રમવું;<br>
રોવું શું ધરી મર્દનામ?—જીવડા ભીડ૦<br>
હાવાં તો ઘુમ્યાં રહેવું જીવડા વિજય તારે;<br>
નમી કુદરત સ્મરી રામ.—જીવડા ભીડ૦

---

# દિલાસા પત્ર ૫૭ મો.



"But our work!-behold, that is not abolished, that has not vanished: our work, behold, it remains, or the want of it remains-for endless times and eternities, remains, and that is now the sole question with us for evermore! Brief brawling Day, with its noisy phantasms, its poor paper crowns tinsel-gilt, is gone, and devine everlasting Night, with her star-diadems, with her silences and her veracities, is come!"

અરેરે! વિધવા થયલી નંદકીશોરી! વિધવાપણાનાં દુઃખો તો જેણીએ વેઠયાં છે તેણીઓજ દુઃખનું ખરૂં સ્વરૂપ તો જોઇ શકે છે. વિવાહમાં તો તેણીથી જવાતું નથીજ, પણ કોઇ સગો માંદો પડયો હોય તેની ખબરઅંતર લેવા જવામાં પણ ઓશકાત લાગે છે. તેણીને આવેલી જોઇ માંદા પડેલા ધણીની સ્ત્રી સુગાઇ ઉઠે છે, કે રખે એના જેવી હું પણ થઇ પડું. અરેરે! સવારમાં કોઇ મોં પણ જુએ છે તો સુગાય છે. સસરો સંતાપે છે, કે અવર પગલેની વહુ આવી તે મ્હારો દીકરો મારી નાખ્યો. નણંદો ગાળો ભાંડે છેઃ—મૂઇ રાંડ આવતી, પહાડ જેવો ભાઇ ક વખતે મરી ગયો. સાસુ તો રોજ ઉઠીને રાગડા કાઢીને ડાકણ, ચુડેલ, વંત્રી, અને બાજંદી વગર નામ લેતાં નથી. અરેરે, એક ખુણે પડીને બદસુરત થઈ બેસવાનું અને દુન્યાંનો વહેવાર જોવાથી અલગ રહેવાનું, નંદકીશોરીને મનથી તો કાંઈ કાંઇ નર્કવાસ કરતાંએ વધારે ડરામણું દોજખ જણાય છે. બ્હેન નંદકીશોરી! ભિંત મારીને લોહીનો ગોટ ગળીને, મોઢું ચુપ રાખીને, વંધિત્વનો કાળ ત્હારે પસાર કરવો જોઇએ. એ દહાડા પણ વહી જશે. ત્હારાં કરતાં મહા દુઃખો ભોગવનારી પાદશાહી સ્ત્રીનું ખરા બનેલા બનાવનું આ ચિત્ર જો, અને પછી તેણીનાં દુઃખનું ખરૂં સ્વરૂપ જોઇ ત્હારો જીવ ઠેરવ. “દિલ્લીના એક કિલ્લાના એક ઓરડામાં નીચું માથું ઘાલીને એક વિધવા બેઠી હતી. તે ઓરડાની સ્થિતિ તે સ્ત્રીના મનની સ્થિતિના જેવીજ હતી. અંધકાર, અંધકાર, સઘળે વ્યાપી રહેલો હતો. ઓરડામાં આસપાસની ચાર દિવાલોમાંથી એક પણ કિરણ પ્રવેશ કરી શકતું ન હતું. ભિંતની છેક ઉપર બે ત્રણ જાળીયાં હતાં તેમાંથી હવા માત્ર આવતી, અને તેથી તેમાં રહેલી વિધવાનાં પ્રાણને આધાર માત્ર મળતો. પણ તેમાંથી જે કાંઈ પ્રકાશ પડતો તે એટલો તો થોડો હતો, તથા ઓરડો મોટો હોવાને લીધે તેમાંનું અંધારૂં એટલું બધું તો ઘાડું હતું, કે અજવાળું અંધારાની સાથે મળી જતું, અને તેનું જોર બીલકુલ ચાલતું ન હતું. એ અંધારામાં બેઠેલી બાયડી જો જોઈ શકાય તો વિધવાનું દુઃખ એટલે શું અને અતિ દુઃખથી માણુસની અવસ્થા કેવી થાય છે, એ સંપુર્ણ જાણવામાં આવે. જો કોઈ ચિતારાને એક મહા દુઃખી માણુસનું ચિત્ર કાઢવું હોય, અથવા જો કોઇ કવિને તેવા માણુસના દેખાવનું વર્ણન કરવું હોય, તો તેણે તે બાયડીને જોવી. તે ખરેખરૂં દુઃખનું સ્વરૂપ હતું. જો દુઃખ માનવી દેહ ધારણ કરી શકે તો તે બાયડીના જેવુંજ સઘળાંને માલમ પડે. તેને પોતાના શરીરનું બીલકુલ ભાન ન હતું. તે પોતાના બે પગની વચ્ચે માથું ઘાલીને બેઠી હતી. તે ઘણી રૂપાળી હતી, પણ દુઃખના આવેશમાં તેનું સ્વરૂપ બદલાઈ જઇને તેની શિકલ ઘણી બિહામણી થઇ ગઈ હતી. તેના મોં ઉપરની નસો ફુલી આવી હતી. તેનું શરીર સઘળું સોસવાઇ ગયું હતું. તેના ઉપરનું તમામ લોહી ઉડી જવાથી તે મડદાંના જેવી ફીકકા રંગની દેખાતી હતી. જો તે હાલ ચાલ કરીને જીવતી છે એમ ન જણાવે, તો તેની અને મડદાંની વચ્ચે કાંઇ ભેદ માલમ ન પડે એવું હતું. તેની આંખ ફાટેલી તથા લાલચોળ થઇ ગઇ હતી. અને સાધારણ રીતે જે ચળકાટ તથા બુધ્ધિનો અંશ ઘણું કરીને બીજી આંખોમાં માલમ

પડે છે, તે તેમાં જણાતો ન હતો. તે આંખો કોઈ વખત એકજ વસ્તુ તરફ સ્થિર માંડેલી રહેતી. વખતે, વગર મતલબે આણીગમ તેણીગમ ફર્યા કરતી. જો તેની આંખ ઉપરથીજ પરિક્ષા કર્યે તો તે છેક ગાંડી થઇ ગયેલી છે એમ આપણી ખાત્રી થયા વિના રહે નહીં. તેના મનનો વિકાર આંખમાંજ જણાઇ આવતો હતો. એટલુંજ નહીં પણ તેનું બોલવું પણ ચિત્તભ્રમ અભાગિયાં માણસો જેવુંજ હતું. તેના શબ્દ! તેના મોંમાંથી તુટક તુટક વાક્યો નિકળતાં, અને ઘડીએ ઘડીએ મોટી ચીસ પાડવી અથવા ઘાંટો કાઢી પોક મુકીને રોવું, એ શિવાય તેના જુસ્સા વડે તેનાથી વધારે થઇ જતું હતું. જ્યારે તેને ઘણો આવેશ આવતો ત્યારે તે બે હાથે પોતાનાં માથાનાં નિમાળાની લત જોરથી તોડી નાંખતી. તેનાં પહેરેલાં લુગડાં ફાડી નાંખતી. માથું તથા છાતી એટલા જોરથી કુટતી કે તેઓ આવા ઘાની સાથે સલામત શી રીતે રહેતાં એજ આશ્ચર્ય હતું. પણ એટલાંથી તેને નિરાંત વળતી નહીં. વખતે વખતે તે ઉઠીને દોડતી, અને ભિંત સાથે ઘણા જોરથી પોતાનું માથું અફાળતી. પોતાના હોઠ દાંત વડે એવા તો કરડતી, કે તેમાંથી લોહીની ધાર ચાલતી. તેના માથાંમાંથી નિકળતાં લોહીથી તેનાં સઘળાં કપડાં ખરાબ થઈ ગયેલાં હતાં, તથા હોઠમાંના લોહીથી તેનું મોં રકતવર્ણ થઇ ગયું હતું. તેનું આખું શરીર થર થર ધ્રુજતું હતું, અને તેનામાં કોઇ જીન ભરાયો હોય એવી રીતે તે દેખાતી હતી. તેનામાં જીવ તો હતો, પણ તેના મન ઉપરથી તેનો સઘળો અખત્યાર જતો રહ્યો હતો, એટલે જીવવાનું કાંઇ ફળ રહેલું ન હતું. એ સઘળી હકીકત ધ્યાનમાં લેશો, અને એ ઉપર ધ્યાન કીધા પ્રમાણેની એક વિધવા સ્ત્રી તમારાં મનમાં કલ્પશો, તો માજી પાદશાહ **જલાલુદ્દીન** ફિરોઝાની મુખ્ય બેગમ તથા **શાહજાદા** અરકલીખાં તથા **કાદરખાંની** માતા **મલેક** **જહાંનની** અવસ્થાનો તથા દેખાવનો યથાસ્થિત ચિતાર તમારાં મનમાં આવશે." આવી એક બાદશાહી બેગમ ઉપર કેવી જફાઓ પડી હતી! મહેલમાં રહેવા છતાં આ વિધવાની અવસ્થા ઘણા લોકોએ નજરે જોઇ હતી. લાડ મોજમાં ઉછરી, આનંદ અને વૈભવના વરસાદમાં તળબોર થઇ રહેલી એક વારની મહા રૂપાળી રોશન તાલેની રાણી, વિધવા અવસ્થામાં કેવાં દારૂણ દુઃખો વેઠવા પામી, તેનો ચિતાર ત્હારાં મનમાં લાવીને, હે કીશોરી! ત્હારા જીવને ડેરવ. તે વિધવા બેગમ જેવી તો હાલત ત્હારી થઇ નથી, કે થવાની નથી. માટે પ્રભુનો પાડ માની વિધવા સ્થિતિમાં તો હંમેશાં ભગવત્‌ની વાતો કરી ભગવાનનું ભજન કરવું જોઇએ. તેને બદલે તું નિત ઉઠે રૂદન કરી ઇશ્વરને નાખુશ કરે છે.

ભગવાન કહે છે, કે હું વૈકુંઠમાં તથા યોગીઓના હૃદયમાં પણ રહેતો નથી, પરંતુ જ્યાં ભગવત્‌ની ચર્ચા હમેશાં થાય છે, ત્યાં તો ઉભોજ છું. રંડાયલી સ્ત્રીએ વંધિત્વનાં દુઃખો નિર્મૂળ કરવા સારૂ પોતાની મદદે ઇશ્વરને બોલાવવો લાજમ છે. બીજાં વ્રતો લઇ કાળી સાડી અને બોડકે માથે, ભિના લુગડાં અને કુટેલાં ઘોસ્લાં સાથે એકાદાં ખુણામાં પડી, વિચારમાં ને વિચારમાં આંખ પાણી કર્યા કરવા કરતાં, સ્ત્રી રંડાય અને તેણીને વૈધવ્ય પ્રાપ્ત થાય ત્યારે વ્રત લેતાં બંદગી

કરવી કે, "હે દયાળુ ઇશ્વર! આ ત્હારી દીન દુર્બળ દાસી અત્યંત નમ્રતાથી આજે ત્હારે શરણે આવી છું! હું સર્વ રીતે નિરાશ્રિત થઇ પડી છું! મ્હારા પ્રિય પતિ મને છોડીને પરલોકમાં ત્હારી પાસે આવેલા છે. આ દુન્યાંમાં હવે તે મને ફરી મળનાર નથી. તેના વિયોગનાં દુઃખથી મ્હારૂં અંતઃકરણ બળીને ખાક રાખ થઇ ગયું છે. ત્હારા વિના હવે મને કોઇનો આધાર રહ્યો નથી. નિર્ધન્યાનું ધન તુંજ છો! બળહિનનું બળ તુંજ છો. દુઃખીઆંનો દિલાસો પ્રભુ તુંજ છો! માટે આ ત્હારી દીન દાસીએ હવે ત્હારા ચરણનો આશ્રો લીધો છે. હવે મ્હારૂં સર્વ તુંજ છો. હે સર્વના આધાર અહુરમઝદ! મને ગરીબને ત્હારી પોતાની ગણીને મ્હારો હાથ પકડ. ત્હારીજ ઇચ્છાથી મને આ રંડાપો આવ્યો છે. મ્હારૂં સર્વ સૌભાગ્ય નાશ પામ્યું છે. આવી અવસ્થામાં તુંજ મ્હારૂં રક્ષણ કર! મ્હારા પ્રાણપ્રિય પતિ આ સ્થૂળ લોક છોડી ગયા છે, તે સ્વર્ગલોકમાં શાશ્વત આનંદનું સુખ ભોગવે છે! ત્હારી કૃપાથી તેને દિવ્ય અવસ્થા પ્રાપ્ત થઇ છે. જોકે હાલ તુરત મને તેમનો શારીરિક વિયોગ થયો છે ખરો, તોપણ માનસિક રીતે તો તે મ્હારો ધણી સર્વ કાળ મ્હારી નજીકજ છે. મ્હારો આત્મા નિરંતર તેની સાથે જોડાઇ રહીને તેના સમાગમ સુખનો ઉપભોગ લેશે. જોકે હાલ થોડા વખત તેનો અને મ્હારો વિયોગ રહેશે; પણ મરણ પછી ફરીથી તેમનો અને મ્હારો સંયોગ થશે. એમ ન થાય ત્યાં સુધી આ રંડાપાનું રક્ષણ કરવાની મને શકિત આપ!

હે પ્રભુ! ત્હારી સમક્ષ હું આ રંડાપો ધારણ કરૂં છું. મ્હારા પતિ મરણ પામ્યા છે, છતાં પણ હું મ્હારૂં પતિવૃત પાળીશ. આયુષ્યના બાકી રહેલા દિવસો હું રંડાપામાં અને ત્હારી ભકિતમાં ગાળીશ. દયાળુ પ્રભુ! ત્હારી આ દુર્બળ દાસીની આ ઇચ્છા સફળ કરનાર તુંજ છે. સર્વ પાપ માર્ગોથી મ્હારૂં રક્ષણ કર. મ્હારો સ્વભાવ નમ્ર, શાંત, સહનશીલ, અને વિનયવાળો બનાવ. અંતઃકરણમાં ત્હારી સેવા કરવા માટે પ્રબળ હોંસ પ્રકટાવ! ભજન પુંજનમાં તથા ધ્યાન મનનમાં મ્હારો સર્વ કાળ વ્યતિત થાય તેમ કર. પરોપકારના કામમાં મ્હારૂં શરીર ચંદનની પેઠે ઘસાય એવી કૃપા કર. હે પ્રભુ! મ્હારૂં આ જીવન મને તથા બીજાઓને કલ્યાણકારી થાય એવી કૃપા કર. ત્હારી અજ્ઞાન પુત્રિની તારા પાસે એજ માંગણી છે, તે માન્ય કર!"

આવા ઉત્તમ ઉદ્દગારો કાઢવાને બદલે તમે તમારી ઉપર જાણે વધારે દુઃખો વરસાવવાજ ખુદાને એજાર કરો છો. તમે વખત બેવખત કકળાટ, સંતાપ અને બળાપા કરો તો તમે પોતેજ દુઃખી થશો.

Ye suffer from yourselves, none else compels,
None other holds ye live & die.

"તમે તમારી મેળે દુઃખ પામો છો, તમને કોઈ દુઃખી થવાની ફરજ પાડતું નથી. જે આત્મા પોતાની આસપાસ સાંકળો બાંધી શકયો તે આત્મા જો ઇચ્છા કરે અને પ્રયત્ન કરે તો તે સાંકળોને તોડી પણ શકે, અને કેદખાંનાને ભાંગી

પણ શકે. પરંતુ જ્યારે કેદખાંનાની અસારતાનો તમને અનુભવ થાય, અને બહુ દુઃખ વેઠીને અપરિમીત પ્રેમ પ્રકાશ મેળવવાને તમો લાયક થાવ ત્યારેજ તમે પ્રયત્ન કરશો. વિધવાઓએ શોક વધારવો એ પાપનું કામ છે. દુઃખનું કામ છે. શોક જેમ લાંબો રાખશો, તેમ તે લંબાયા કરવાનાજ બનાવો બન્યા કરશે. શોક પાળવાના પોશાકો, તેના તરેહવાર રિવાજો, લોકોને બતાવવાની રીતિઓ એટલી તો ભયાનક છે, કે અરધી જીંદગી તો શોક પાળવાના વખતમાંજ નિકળી જાય છે. બોહળાં કુટુંબના એક પારસીના શોકની કહાંણી મનન કરવા યોગ્ય છે. એવો બનાવ બન્યો, કે તે પારસીનો એક પૌત્ર અકાળ નવ જવાન રળતો કમાતો મરી ગયો. પેલાં કુટુંબે એક વરસ દહાડો શોક પાળ્યો. કેથે લગ્ન કે શાદી રામશનીમાં કે મેળાવડાઓમાં કે તહેવારોમાં આખું કુટુંબ જાયજ નહીં. એટલામાં ૧૨ મહિના પૂરા થયા, કે ડોસાજીનો પહાડ જેવો એક બેટો મરણ પામ્યો. વળી પાછો કુટું-બમાં બીજાં એક વરસનો શોક આવી પડયો. એમ કરતાં સંજોગ એવો બન્યો, કે પાંચ વરસવેર લાગત એકેકું માણસ ખરવા લાગ્યું, ને આખું કુટુંબ બેજાર થઇ શોક સાગરમાં ડુબી બેઠું. આખું કુટુંબ નસંબંધાપણું થઇ પડયું. આસપાસના દિલાસે દેવા સારૂ મહિનો માસ જતાં, તેઓ પણ કંટાળી ગયાં, તેથી બે ચાર દહાડામાંજ પટાવવા લાગ્યાં. ડોસો દાનાવ હતો, તેને કાંઇ સુજ પડતું નહીં. એવામાં ૬ ઠું મરણ થયું ! ડોસે વિચાર્યું કે હવે તો ઘેલો થઇ જઇશ. જેમ હું મોતને પંપાળી શોકને લાડ લડાવું છું, તેમ તેમ ગમી ને ગમખારી મ્હારા ઘરની પરોણાગત ચાખ-વાનું છોડવા માગતી નથી. તેથી ૬ ઠાં મોતનું ઉઠમણું પુરૂં થતાંજ મોહલ્લામાં લગ્નસરાની ૪ દહાડાની ધમાલ ચાલતી હતી તેમાં પહેલી પંગતેજ ડોસા જમવા ઉતરી પડયા. રાતના ખાણામાં તે ઘરનાં સર્વ માણસો સારા પોશાક પહેરીને લગ્ન સરાહમાં સામેલ થયાં. સર્વ હસ્યાં બોલ્યાં, અને પછી મેળાવડા કે મીજલશો જ્યાં પણ થાય ત્યાં જવા લાગ્યાં. બાઇ ! તું માનશે! ત્યાર પછી ૧૦ વરસ વિતી ગયાં પણ તેઓને ત્યાં એક પણ મોત થયું નહીં, ને શોક પાળવાનો વખતજ મળ્યો નહીં. બલા અથવા આપત્તિ પ્રભુ ભણીથી માણસ ઉપર આવી પડે તો તે ધૈર્યથી સહન કરવી, અને પ્રસન્ન રહેવું. કહ્યું છે કેઃ—ધૈર્ય ધરે જે કોઇ જન, થવા ન દે ગભરાટ; સમીપ પ્રભુ તેની રહી, કરે તુરત નિરાંત. વળી કહ્યું છે કેઃ— ધૈર્ય ધરે જે મન થકી, જરા ન જે ક્ષોભાય; અસંખ્ય બદલો તે તણો, તેને પ્રાપ્તજ થાય.

जन्म दुखं गृरा दुखं, नित्य दुखं पुनः पुनः । संसार सागरे दुखं, तस्माज्जा गृहि जाहिज ॥

"જન્મ એજ દુઃખનું મૂળ છે. તે એવું, કે સંસારરૂપી અંગારા ઉપર જાણે સુવું. તેથી જેણે જન્મ લીધો તેણે પોતાનું સ્વહિત કરવું જોઇએ. ઘડપણનું દુઃખ સર્વને ભોગવવું પડે છે, માટે તરૂણપણામાં ઇશ્વરને શરણે જઇ શાંતિથી રહેવાનો અભ્યાસ કરવો. પહેલાં માતાના ઉદરમાં જેવું દુઃખ તું ભોગવતી હતી તેવુંજ દુઃખ ઇશ્વરનું ભજન નહીં કરવાથી અંતકાળે આવ્યું; તેથી ફરી માતાને પેટે જન્મ લેવો પડશે, અને પાછું સંસારનું દુઃખ ભોગવવું પડશે.

ભગવદ્ ભજન નહીં કરવાથી વારંવાર જન્મ મરણના ફેરામાંથી છુટશે નહીં, અને ત્રિવિધ તાપ ભોગવવા પડશે." જે હૃદય દુઃખ વેઠી વેઠીને નરમ અને પવિત્ર થયું છે, તેજ હૃદયમાં દિવ્ય પ્રેમ પ્રગટ થઇ શકે છે. અને જ્યારે અજ્ઞાન અને હુંપણાની મોટી દિવાલો હૃદય પરથી તોડી નાંખવામાં આવે છે, ત્યારેજ દિવ્ય પ્રેમનો સુર્ય હૃદય સરોવર પર તેના તેજસ્વી સ્વરૂપમાં પ્રકાશે છે.

અગમને આશરે નહીં રહી નાસરે, થાશે સારૂં સહી એમ જાણી;
વીતી ગઇ વાત તે છો જતી જાણ તું, આણ નહીં દીલમાં ખેદ આણી;
હાલનો કાળ તો ભાળ સૌથી ભલો, ઝાલ ઉદ્યમ હવે દોષ હાંકી,
દીનતા રાખી દીલ, દેવને રાખીને, કામ કર હામથી તુર્ત તાકી.
જીંદગાની ખરી મોટ મોટા તણી, યાદ આવી ખરૂં એમ બોલે;
કોઈ એ માંહેના લોકના ઝોક તો, કયાં હતા એક ત્રણાજ તોલે.

"દુન્યાંમાં દરેક ચીજની હદ છે, અને આદમીના સુધરેલા કાનુને રંડાપાની હદ મેલી છે. જોકે એક સ્ત્રીના ખરા ખેરખાહ ખાવીંદની ખુટ પુરાઇ શકતી નથી, તોપણ કુદ્રત અને માણસનો કાયદો તેણીને કોઇ બીજા મરદ સાથે પોતાનું જોડું બાંધી, ખોયેલું સુખ પાછું મેળવવા, નહીં તો મેળવવાની કોશેશ કરવા છુટ આપે છે. અને તેવી એક સ્ત્રીનું રંડાપાનું દુઃખ થોડું કે ઘણું ટળી શકે છે. પણ ઉપર જે હાલત ચિતારી છે, અને જે બ્યાન કરયું છે, તે જન્મકાળ સુધીના રંડાપાનું છે. જેને ભરથારનું સુખ બીજીવાર પણ મળી શકતું નથી, જેને તે ભોગવવાની શકિત યા છુટ નથી, જેને તે સુખ ભોગવવાને વખત નથી, જેને તેની ખાહેશ નથી, તેવી કમતાલેની નારીઓનો રંડાપો ખરેખર દુઃખ ભરેલો, અફસોસ ભરેલો, બલકે માહેતમ ભરેલો છે. જવાનીના વેશે આવેલી, અથવા ખાવીંદનો આશરો ભોગવતી બાનુઓને વિધવાપણાના દુઃખનો થોડોજ ખ્યાલ હોય છે. વિધવા ઉપર જાણી બુજીને દુઃખ પાડવું સઉથી કમકમાટ ભરેલું છે. અને ઉપલું ચિત્ર તેવા જાસ્તી ભરેલા રંડાપાને વધારે લાગુ પડે છે. દુન્યાંનું શીળું અને તડકું જેણે સારી પેઠે ભોગવ્યું હોય, મોહબ્બતનું મધ જેણે પેટ ભરી ચાખેલું હોય, તે તૃપ્ત થઇને કદાચ એ સુખની વધુ ઇર્ષા નહીં રાખે, પણ જે જવાન જોબનવંતી સ્ત્રીઓ બાયડી અને માતા થવાની આશામાં ધડકતી હોય, જેઓ દુન્યાં સંસારની લહેઝતના ઉમેદવાર હોય, તેઓને રંડાપાનું દુઃખ સહેવવાની ફરજ પાડવી એ ખુલ્લો જુલમાત છે. આ વાત કેવી અફસોસકારક છે, કે આ બહોળા હિંદુસ્તાન દેશમાં વિધવાઓ ઉપર એ સઉથી ઘાતકી જુલમાત ગુજારવામાં આવે છે. તે વિધવા બાળક હોય, જવાન હોય, કિંવા બુઢી હોય, મગર એકવાર પરણી કે ફરી પરણવાની તેને છુટ નથી, જેથી તેની બાકીની જીંદગીનો આખો ભવ બળી જાય છે, અને તે સદાકાળ મોત માગે છે." ખેર. કુચાલ ચાલે છે, તેનો પણ કોઈ દહાડો સુધારો આવશે, પરંતુ હાલ જે વિધવા અવસ્થા ભોગવવી પડે છે તેને માટે નંદકીશોરી, ત્હારે

ઇશ્વરના હુકમને તાબે રહી તે સ્થિતિ ભોગવવી જોઇએ. પ્રભુ આપણને અનેક કસોટીઓ ઉપર ચઢાવે છે. જો આપણે સાચાં નિવડયે, તો બીજા ભવનાં અનંત સુખ આપણને તે દયાળુ પરમાત્મા આપે છે. ભગવાન કહે છે કે:—

ભોંયે સુલાઉં, ભૂખે મારૂં, તનકી પાડું ખાલ;
ઇતના કરતે ના ભૂલે તો પીછે કરૂં નીહાલ.

## દિલાસા પત્ર ૫૮ મો.

" **Const:**-Father cardinal, I have heard you say,
That we shall see, and know our friends in heaven:
If that be true, I shall see my boy again,
For, since the birth of Cain, the first male child,
To him that did but yesterday suspire,
There was not such a gracious creature born."

અલ્યા ચાચા ! બાલેબાલ કરજ વધી પડયું છે તેની રાત દિવસની ફીકરમાં તને દિસે ભુખ નહીં ને રાતે ઉંઘ નહીં આવતી. હં. વળી તું બુધ્ધિશાળી છતાં કરજદાર સ્થિતિમાં બીજા કમઅકલીઓને દોલતમંદ થતા જોઇને બેવડો બળે છે. આંખ પાણી કરતો આળસુ પડેરાની માફક માથે હાથ દઇને બેસવાથી કાંઇ કરજ ફિટવાનું છે ? ગાંડા, રડે છે શેંનો ? તુંજ કાંઇ નવાઇનો કરજદાર છે વારૂં ? નસીબો કાંઇ અકકલ ઉપર મોહિત નથી, તે તો આગલાં પાછલાં ભલાં ભુંડાં કર્મ ઉપર આશક પડેલો છે. કરજ એ કાંઇ ગરીબીની નિશાંની નથી, પણ ફાલાફુલીના ખર્ચની મોકાણ છે. ત્હારા જેવા કરજના દુઃખીઓએ વિચાર કરવો, કે ઇટલી દેશ પોતાનું રૂપીઆ ૮૮૩૦૦૦૦૦૦૦ નું કરજ કયાંથી આપશે ? ઓસ્ત્રીયા પોતાનું રૂા. ૭૪૦૦૦૦૦૦૦૦ નું કરજ કયારે અદા કરી રહેશે ? રશિયા પોતાનું રૂા. ૩૫૦૦૦૦૦૦૦૦૦ નું કરજ કેમ આપશે ? ફ્રાન્સ પોતાનું રૂા. ૨૭૦૦૦૦૦૦૦૦૦ નું કરજ ફિટાડવાને કયારે શકિતવાન થશે ? હે ગભરાયેલા ! ગમે તેટલું કરજ ત્હારી હુલડાઇથી થયું હોય, તોએ ત્હારૂં ઘર આનંદમય રાખજે, ત્યાં દુઃખી પોકારો થવા દેતો ના.

" Better is dry morsel, and quietness therewith,
Than an house full of sacrifices with strife."

સર વોલ્ટર સ્કોટ પોતાને માથે કરજના પડેલા અસહ્ય ઘા અને દુઃખનું વેર પોતાના કુટુંબીઓ ઉપર લેતો નહીં. પોતાના ધંધામાં ગમે એવી મુશકેલી તેને માથે આવી પડેલી હોય, છતાં જ્યારે તે ઘર આવતો ત્યારે તે તદન બદલાયેલો જણાતો હતો. કુટુંબની શાંતિમાં દરેક

વિધ્નકારક વસ્તુનો ભોગ આપવા તે જરાએ ડરતો ન હોતો. માટે કુટુંબમાં શાંતિની ઇચ્છા રાખનારા દરેક માણસે વાણીને મનને કાબુમાં રાખવાની જરૂર છે, અને ક્રોધના વિચાર પણ દીલમાં રાખવા નહીં. કારણ કે એકત્ર થયેલી ક્રોધની શક્તિને કાર્યરૂપે દેખાવ દેતાં વાર લાગતી નથી. કરકસર શબ્દમાંજ માનવીઓને કહેવામાં આવ્યું છે કે; કુર કસર! પણ કસર કરવાને બદલે તે ઉડાઉ થઇ પાછળથી હાય સોસારા કરે તો તેનોજ વાંક છે. ઈંગ્લંડનો પ્રધાન મી૦ ગ્લૅડસ્ટન રેલ્વેના ૩ જા ડબ્બામાં મુસાફરી કરતો હતો તેમાં ઔર તેનું માન વધતું હતું. હિંદુસ્તાનનો જાણીતો હીરો રા૦ બા૦ ગોપાલરાવ હરી દેશમુખ એક વાર વડોદરે ગયો. તેને એસ્તેકબાલ લેવા સારૂ સ્ટેશન ઉપર તેનો ઇષ્ટ મિત્ર સેટલમેન્ટ કમીશનર મી૦ ઍલ્યટ ઉભો હતો. મી૦ ઍલ્યટે બધા ફર્સ્ટ કલાસ ઢુંડી માર્યા, સઘળા સેકંડ કલાસ ફેરી દીધા, પણ રાવ બહાદુર તો થર્ડ કલાસમાંથી હાથમાં પોટલું લઇને ઉતર્યા! મી૦ એલ્યટે પુછયું:—કેમ સાહેબ! થર્ડ કલાસમાં કેમ બેઠા? ત્યારે રાવ બહાદુરે જવાબ દીધો; "ફોર્થ કલાસ નહીં હતો માટેજ થર્ડ કલાસમાં બેઠો!" આ રાવ બાહદુર બે અઢી હજાર પગાર કમાનારા મોટા જડજ હતા, મોટા જાગીરદાર હતા, પણ છતાં કેટલી કરકસર, કે જો ૪ થો કલાસ હોત તો ૩ જાની ટીકીટના પણ પૈસા નહીં ખરચત! આપણા સંસારમાં આવી સાદાઈ રાખ્યે તો કરજનો કોથળો ભરાયજ નહીં.

સાદાઈ રાખી પૈ પૈ બચાવશો તો તે એક પાઇ તમોને કરજથી મોકળા રાખશે. ન્હાનાં ટીપાં ભેગાં થઈને વાદળાં બને છે, વાદળાંથી વરસાદ વરસે છે, વરસાદથી નદિઓ ને નાળાંઓ ભરાઈ જાય છે, ને નદિઓથી દરિયાવ બને છે. માટે ઉદ્યોગ અને ન્હાની કરકસરને ભેળીને પીવાથીજ કરજનું દરદ મટે છે. કરજના જેવું ભયંકર દરદ બીજું નથી. હોરેસ ગ્રીલે કહે છે, કે ભુખ, ઠંડી, સખ્ત મજુરી, હીણાઇ જવું, ગેર ઇનસાફ વિગેરે ઘણી ચીજો છે, કે જે માણસને નાપસંદ અને દુઃખકર હોય છે; પરંતુ કરજ એ સર્વ વાંનાં કરતાં મહા દુઃખકર છે. એક વેર પેટે પાટો બાંધજો, પણ કોઈનું એક રૂપૈયાનું કરજ કરતા ના. અને કદાચ કરજ થઈ ગયું તો ટુંકેથી તોડજો. દેવું, અગ્નિ, અને વ્યાધિ એ થોડાં થોડાં બાકી રહેલાં હોય તો પણ પાછાં વધી જાય છે, તેટલા માટે તેનો સમુળો નાશ કરવો. ટકો મળશે, પણ તક નહીં મળશે. માટે પૈસા ટકા જાય તો ભલે, પણ મળેલી તક ના ગુમાવતો. જેમકે ઘડપણમાં ગરીબાઈ અને આપદા ભોગવવાનો શોખ હોય તેમણે એકજ ધંધો કરવો, અને તે "માથે કરજ હોય તોપણ આળસુ પડી રહેવું." યુવાવસ્થામાં ભાઇઓ! કાંઇક સંગ્રહ કરો, ઉડાઉ ન થાવ. પાનખર રૂતુ આવ્યા પછી મધ ભેગું કરવા જશો તો નિષ્ફળ થઈ પસ્તાશો.

કડિયા અને ઇંટ ગોઠવનારા જેવાં કરજદાર માબાપોને પેટે બેન જોન્સન જેવો વિદ્વાન પેદા થયો, કે જેણે "લીંકન્સ ઈન"નું મકાન એક કડિયા તરીકે, એક

હાથમાં લેલો અને ખીસામાં ચોપડી રાખી, બાંધતાં બાંધતાં અભ્યાસ કર્યો હતો, ને બાપીકું દેવું પતાવી મોકળો થઇ શકયો હતો. તેમજ ટેલફર્ડ અને એડવર્ડસ જેવા નામચીન ઇજનેરો પણ દેવાદાર કડિયા બાપના દીકરા હતા, પરંતુ ઉદ્યોગ અને કરકસરથી દેવાં પતાવી શ્રીમંત થવા પામ્યા હતા. તેવોજ જ્યોલોજીસ્ટ હ્યુજ મીલર કરજદાર બાપનો કરજદાર પુત્ર હતો, જેણે ભારે મહેનત ઉઠાવી સાદાઇને પોતાનો સાથી બનાવી દેવું ફેડયું, પણ પાછળથી તો પોતે બીજાંઓને નાણું ધીરવા લાગ્યો હતો. હે ચાચા! તેને શું! સૌને કાંઈ ને કાંઇ દેણુ તો હોય. સઉને કંઈ ને કંઇ દાઘ હોય. તેથી માર્યો માર્યો નહીં ફર્યે. દરેક માર્ગમાં ખાઓચિયાં તો હોયજ. ચંદ્ર અને સુર્યં પણ ધાબાં વગરના ચોખ્ખા નથી. ગમે એવાં મોટાં ઝાડોને પણ સુવેલી ડાંખળીઓ અને કરમાઇ ગયલાં પાંદડાં વળગેલાં હોય છે. એક બાદશાહી બાગને પણ ગમે એવો સ્વચ્છ રાખો પણ ત્યાં કચરો પડયા વગર, કે જીવજંતુ પાકયા વગર રહેતાં નથી. દીવાને પણ પડછાયો હોયા વગર રહેતો નથી. ચકચકિત ગીનીમાં પણ હલકી ધાતુનો ભેળ હોયા વગર રહેતો નથી. કરજ જેવાં એક દર્દની જો તમે પહેલાંજ કાળજી કરો નહીં, તો તે સાજું નહીં થવાની ભારે હઠ લે છે. માટે હે ચાચા! ત્હારાં ઉડાઉપણાનું દરદ કરજ રૂપે ઉભરી આવ્યું છે, તો હવે જરા ધીરજ રાખી ઉદ્યોગ કર. જયારે ઘણાં આદમીઓ પોતાનો આરામનો વખત કંગાળ્યતમાં રોકેછે, ત્યારે ઘણા દાખલાઓમાં જુવાનીમાં ઉછળતું લોહી ખર્ચી નાખવામાં આવે છે. પછી ઘડપણે સાંધાની કળતરનાં તરફડયાં મારવાં પડે છે, કેમકે જે થઇ ગયું ને જે ગુમાવ્યું તે સ્ટેનલી પણ શોધી લાવનાર નથી. જુવાનીમાં જે ઝુસરી માણસો પોતાની ગરદન ઉપર ઓળવે છે, તે પ્રથમ તો હલકી ને ખુશનુમા લાગે છે, પરંતુ ઉમર ભરાતાં તે ઝુસરીમાંજ તે કચડાઈ જાય છે, અને કરજનાં દરદમાં તેઓ દબાઇ જાય છે. "માણસનું સુખ દુઃખ પોતાના હાથમાંજ છે. જે માણસને સુખી, જગ હિતકારી, અને મજબુત થવું હોય તેણે દુઃખી વિચારો, નિરાશાના વિચારો, તથા કોઇનું અહિત કરવાના વિચારોના પાસમાં પડવુંજ નહીં. અને એવા વિચારો ઉપર અંકુશ રાખીને સારા વિચારો પોતાના મગજરૂપી મકાનમાં દાખલ કરવા. આવી રીતે સારા યા ખોટા વિચારોને પોતામાં દાખલ કરવામાં જોઇતું શાણુપણ અને મકકમપણું જેટલાં પ્રમાણમાં તમે ધરાવશો' તેટલાંજ પ્રમાણમાં સુખ કે દુઃખ કુદ્રતી રીતેજ આવ્યા કરશે." કરજનો ને કરજનો વિચાર કર્યા કરનારાઓ તો ગાંડા થઇ જાયછે. દેણા ને દેણના ખ્યાલો, તેનીજ ચિંતાઓ, અને તેનીજ રાત દહાડો હાય અફસોસ માર્યા કરનારા તો વહેલા મરી ગયા છે. માટે ચાચાજી, તમે કરજનીજ કાળજીના કુવામાં કુદકો મારીને ગુંગળાઇ ના મરો. ચિંતા ચિંતાએ ચરી જશો. ચિંતા એ તો મનુષ્ય જીવન માટે ઝેર છે. ચિંતા તો ઘણા પાતકો અને પાપોની માતા છે. ચિંતા દુઃખોનો પિતા છે. ચિંતા એ શંકા ડાકણ છે. ચિંતા એ નાઉમેદીનું ઘર છે. ચિંતા એ નાસીપાશીના પાણીમાં ઉધરનારો છોડવો છે. ત્યારે મગજની આ અશાંત ધ્રુજરી શું છે? જે બનનારા બનાવો છે તે શું ફીકર રાખવાથી નહીં બનશે?

બહારથી દેખાતાં આકાશની પછવાડે શું છે તે શું ત્હારી આંખો જોઇ શકવાની છે? આવવાની જંજાળોના વમળમાં ચિંતાને લીધે ત્હારા ઉપાયો પણ ખુટી જશે. માટે ડહાપણ વાપર!

કબીર એ તન જાળ હૈ, શકે તો રાખ બહોર;
ખાલી હાથે વોહી ગયે, જીનકે લાખ કરોડ.

કરજને લીધે દેવાળું કુંકીશ, ને નાદાર કહેવાઇશ તો પછી જીવ્યું શા કામનું? એવો ત્હારો સોસારો પણ વધુવાર નહીં રહેશે. ભોંયે પડેલાં કાંઈ ભોંયેજ પડયાં રહેતાં નથી. તું મરદ છે. પડયા પછી ઉઠવાની મર્દાઇ રાખ. પડયો ઉઠે તેજ નર. કદી નહીંજ પડવું તેના કરતાં પડતાં પડતાં પાછાં ટટાર થવું તેમાં સૌથી મોટી કીર્તિ છે. જે સ્વાર ઘોડા ઉપરથી એક પણ વાર પડયો નથી, તે ખરો સ્વાર નથી. કરજના બોજાથી છુટવાના બે ઉપાય છે. કરકસર અને મહેનત. સર જોશુઆ રેનોલ્ડસ અને માઇકલ એન્જેલો બન્ને કરજદાર હતા; તેમ બન્ને કરકસર્યા અને મહેનતુ હતા. તેઓ સખત મજુરીમાંજ મોજ માનતા હતા. તેઓ કહેતા, કે હમારા હાથ જો હમારાં મનના ક્લાસર રહી કાયમ કરે જાય, તો કોઈ પણ જાતની કલ્પના હમો કાગળ ઉપર કે મારબલમાં ઉતાર્યા વગર રહે નહીં. તેમનો મુદ્રા, કરકસરથી થોડા પૈસામાંજ સુખ સમજવાનો હતો. તેઓ દહાડાના ઘણાજ કલાક અભ્યાસ અને કામમાં રોકતા. જરા તરા વાઇન ને રોટી ઉપરજ તેઓ આખો દહાડો નિર્વાહ કરતા હતા. છતાં પોતાને સુખી કહેવાડતા હતા. મધરાતે પણ કામ કરતા. પહેરેલાં કપડાં સાથેજ સુઇ જતા, કે કામ ઉપર મંડવા માટે પોશાક પહેરવા જેટલો વખત પણ વ્યર્થ નહીં જાય! તેમનો મુદ્રા એજ હતો કે; "હજુ હમે તો શિખાઉ છિયે." દેવાંમાં સપડાયેલાં સર્વ દુ:ખીઓ જો ઉપલા મહાન નરોને પગલે ચાલે તો કરજના દર્દને જરૂર મારી હઠાવે. એથી ઉલટું જો ચાચા ભાઇ, તમે ઉડાઉ અને કુલણજી બની હજી પણ મારવાડીઓનાજ પેટાવા જોવાને ચાહતા હશો, તો પછી તમારાં દર્દનો બીજો ઇલાજ છેજ નહીં. અને પછી તમેજ રહશો કે, મરજકા મેરે ઇલાજ પુછું કીસ તબીબસે, ન બતાતા હુયે કોઇ દરદકી દવાઇ અફસોસ! તમે કહો છો કે જ્યાં પૈસો છે ત્યાં અકકલ નથી, ને અક્કલ છે ત્યાં પૈસો નથી. આમ કહી તમે અકકલવાનમાં ખપાવી બેઅકલીઓને શ્રીમંત થતા જોઇ બળો છે. પણ તમે અકકલ શાંને કહો છો? લખતાં વાંચતાં આવડયું એટલે અકકલ આવી ગઇ કે? મહમદ પેગમ્બર લખી વાંચી જાણુતા પણ નોહતા. અકબર પાદશાહ માત્ર પોતાની સહીજ કરી જાણુતા હતા. અને બન્ને હતા ત્યારે તો ફીલસુફ, ધર્મ પરવરતાવનારા, રાજદ્વારિ પુરૂષો, અને અકકલના ભંડાર. ચાચા, આપણે પોતેજ બેઅકલી કહેવાઇએ. ઘડપણ વાઘણની માફક બ્હીવરાવતું બ્હીવરાવતું આપણાં મોઢાં આગળ આવીને ઉભું રહેલું છે, શત્રુઓની માફક રોગરાઇ પણ શરીરમાં પેસીને સતાવ સતાવ કર્યા કરે છે, ભાંગેલા ઘડામાંના પાણીની પેઠે આયુષ્ય

પણ ઝપાટાથી વહ્યું ચાલ્યું જાય છે, એમ જાણ્યે છિયે તોએ આપણે ભુંડાં કર્મો કર્યાંજ જઇએ છિયે, આપણી સંસારી હાલત અને હાજત ઉપરાંતની ફેકરાજીમાં ઉડાઉપણું વાપરતાજ રહ્યે છિયે, એટલુંજ નહીં, પણ આપણ "અકકલવાનો ભુખે મર્યે ને બીજા બેઅકકલીઓ મજા મારે છે" એવું અભિમાન કર્યે, આપણા ઉપરથી સમાજનો વિશ્વાસ ઉઠી જાય, તો પછી આપણા જેવા બેઅકલી, મૂર્ખા, ને ગધેડા બીજા કોણ? પછી તેના દુઃખના સોસારા આપણે નહીં ભોગવ્યે તો કોણ ભોગવે? જ્યારે ઇજીત્પનો મુલક હારૂન અલ રશીદના તાબામાં આવ્યો, ત્યારે તેણે ધાર્યું કે ઇજીપ્તનો રાજા આટલો બધો જુલમગાર છતાં પોતે જાણે ઇશ્વર અવતાર ધરાવતો હોય એવો ફાંકો રાખે છે, માટે તેનો મુલક મ્હારા હલકામાં હલકા ગુલામનેજ સોંપી દઉં. ખુસૈબ નામના પોતાના સીધી ગુલામને ઇજીપ્તનો હાકેમ બનાવ્યો. ખુસૈબ એટલો તો અકકલહીન હતો, કે એક વરસ ઇજીપ્તમાં વરસાદ નિષ્ફળ નિવડવાથી રૂનો પાક ખરાબ થઇ ગયો, અને ત્યાંના ગરીબ ખેડુતો હાકેમ ખુસૈબ પાસે ગયા અને ફરિયાદ કીધી, કે હમોએ રૂના બીજ નાખ્યાં તે બધાં ફોકટ ગયાં, અને હમે માર્યા ગયા. હાકમે જવાબ વાળ્યો; કે, "તમારે રૂને બદલે ઊન રોપવું હતું. તે રોપતે તો જરૂર પાકતે!" ત્યાં એક ડાહ્યો જૈફ ઉભો હતો તે સમજીને મનમાં હસવા લાગ્યો કે:—

અગર રૂઝી બ દાનેશ ફુઝુદી, ઝ નાદાન તન્ગતર રૂઝી ન બુદી.

બ નાદાન આનચુનાન રૂઝી રસાનદ, કે દાના અન્દર આન હૈરાન બેમાનદ.

જો માણુસના ડહાપણ અને અકકલ પ્રમાણે તેને રજકરોજી મળતી હોય, તો બિચારા બેઅકલીના કરતાં ખરાબ દહાડો કોઇનો નહીં હતે. પણ બેઅકલી નાદાંનો એવા તો દોલતમંદ હોય છે, કે ખુદ દાનાવો ને અકકલમંદો પણ હેરાન પરેસાન અને અજબ થાય છે. ચાચા, તું અફસોસમાં પડયો છે, કે પુષ્કળ માગનારાઓ થઇ પડવાથી હું જુઠા સાચા વાયદા કરૂં છું, અને હવે મ્હારો કોઇ વિશ્વાસ નથી કરતું, ત્યારે મ્હારા જેવા અવિશ્વાસુ ને મ્હારા જેવા પાપીનો પરમેશ્વર કેમ બચાવ કરશે? અલ્યા, ત્હારે એવો ભય રાખવો નહીં. જો તું પરમેશ્વરને ચરણે લાગે, તે સાહેબને પગે પડે, શરણે જાય, તો બાલેબાલ કરજનાં જેવાં કઠણ અને અગ્નિ જેવાં ત્હારાં દારૂણ દુઃખો તે ભાંગશેજ. કેમકે, જે ઇશ્વર ધર્મહીન પાપી પુરૂષને પણ, જો તેને તાબે થાય તો ઉગારે છે, હીનદીન જન શરણે આવે તો તેનું પણ રક્ષણ કરે છે, તો તે માલેક તને કેમ ન બચાવે? ત્હારા પણ અપરાધ કેમ સહન ન કરે? માટે તેને શરણે જા.

પાચેકા પરમાણુ એ, આપા ખોએ માંહે;<br>ખોએ તે પામે અખા, આપુ આપ સમાએ.

જીવત મૃતક હો રહા, તજી ખલકકી આશ;<br>આગે પીછે હરિ ખડા, કયું દુઃખ પાવે દાસ?

ત્હારા ઉપર તો ત્હારા માગનારાઓનોજ અવિશ્વાસ થયો; ત્હારા ઉપર તો ત્હારા ભાઇઓનો બીનભરોસો બેઠો; ત્હારા ઉપરથી તો માત્ર ત્હારાં ગામના લોકોનોજ વિશ્વાસ ઉઠી ગયો છે, પણ જે મહાન કીર્તિવંત નામવર પુરૂષો, તેમના ઉપરથી તો ઘડી ઘડી આખા દેશનોજ વિશ્વાસ ઉઠી જાય છે, તેથી શું કાંઈ તેઓ માથે હાથ દઈને ત્હારી માફક બળાપો ઝુરાપોજ કરતા બેસે છે?

ગ્લૅડસ્ટનની અને સાલ્સબરીની પ્રધાન ટોળી ઉપરથી પાંચ પાંચ સાત સાત વાર આખા દેશનો વિશ્વાસ ઉઠી ગયાથી તેઓને પોતાના પ્રધાનપદના હુદ્દા છોડવા પડયા, તેથી શું તેઓને નામોશીજ લાગતી હતી કે? તેઓએ પાછાં ને પાછાં યત્નો અને યુક્તિઓ કરી પોતાના ઉપરથી ઉઠી ગયેલો કરોડો લોકોનો વિશ્વાસ મેળવ્યાજ કર્યો. મુંબઈના શેર બજારના હાકમ મરહુમ પ્રેમચંદ રાયચંદે નવ નવ વાર દેવાળાં કાઢયાં, તોએ લોકો તો તેની પાછળ ને પાછળજ ભમતાં, તેને દેવ લેખે વટીક પુજતાં, ને તેના ઉપર પાછો ને પાછો વિશ્વાસ રાખ્યાં જતાં. આનું કારણ શું? અંતરથી ઉદ્યોગ કરવો, શુદ્ધ અંતઃકરણથી મંડયા મચ્યા રહેવું, અને ફરીથી અજમાવી જોવાનો ગુણ રાખવો, એજ ત્હારાં દુઃખમાંથી બચવાની ઉત્તમ કુંચી છે. આ ક્ષણભંગુર સંસારના બળાપા કરવાના છોડી દઈ કાંઇ પુણ્યવંતા ઉદ્યોગ કરતો જા.

કાયા ચલતે પ્રાણ કેસે રોયે રે!
આલીરી મેં તેરે સંગ બૌત સુખ પાયે.
નચ ઉઠ ચલ ચલ ધોયે.
અબ તમ હસમીલ ગવન સીધારે.
પાપ પુન દોનો જન્મ સંગાથી,
ઔાર ન ચલે સંગ કોયે;
કહત કબીરા માટીસો માટી,
એ હાની થી સો હોય રે—કાયા ચલતે પ્રાણ.

---

# દિલાસા પત્ર ૫૯ મો.



"Long did his wife,
Suckling her babe, her only one, look out
The Way he went at parting-but he came not."
*Rogers.*

ફરઉચીદ વોહુમનો કદનોએદ આશાઓમ હેથ્ય જંઘદ
તદ હચ અંઘદઉઅદ અએથીઅ જંઘહેમ અહુમ આ!
(વંદીદાદ—૫—૧૯)

એહમન અમશાસ્પંદ તે આત્માને કહે છે કે; ઓ પવિત્ર આત્મા! તું આ ઠેકાણે ભલે અમારી નજદીક દુઃખી દુન્યામાંથી સુખી દુન્યાંમાં આવી પહોંચ્યો!

હે આદમી! ત્હારાં જે વ્હાલાંને મરણ પામેલું સમજી તું તેનાં ખાકી શરીરને આ દોખમામાં મુકી તું ત્હારાં માની લીધેલાં ઘરે પાછો ફરે છે, તે વેળાએ તું ખચિત યાદ રાખજે, કે તે ત્હારૂં વ્હાલું પણ ત્હારી સાથેજ ત્હારે ઘેર પાછું આવે છે. કુંભારને ઘેર ઘડાયલાં હાલ્લાં જેવું, ત્હારાં વ્હાલાંનું ભાંગેલાં હાલ્લાં જેવું નાશ પામેલું શરીર, જે તું અત્રે દોખમામાં મુકી જાય છે, એ શરીર તે કાંઇ ત્હારૂં વ્હાલું નથી. આજે તું ત્હારાં જે વ્હાલાંને મરી ગયેલું માને છે તે ત્હારૂં વ્હાલું તો બીલકુલ મરણ પામ્યુંજ નથી. ત્હારૂં વ્હાલું તો પેલો ત્હારી સાથે આવનાર આત્મા છે, અને તે આત્માએ લોહી, ચામડાં અને માંસનો સિવાડેલો જે ડગલો હતો, તે ડગલોજ માત્ર અત્રે ઉતારીને પોતે તો જીવતો જાગતો ત્હારાં સુખે સુખી અને ત્હારાં દુઃખે દુઃખી થવાને હરદમ ત્હારી આસપાસ રહેલો છે. માટે રે બંધુ! આ દોખમામાં પડેલાં નાશવંત શરીરને માટે તું જો વિલાપ કરે, તું જો રડમસ થાય, તું જો કલ્પાંત ને જારી કરે, તો હું તને ખબરદાર રહેવા કહીશ. હરગેઝ તું રૂદન કરીશ નહીં. કેમકે તુંને ગમખાર અને ગીરોગાંનીમાં ગીરફ્તાર જોઇને ત્હારી આગળ ને આગળ હમેશાં પ્રેમ અને પ્યાર બતાવનારૂં ત્હારૂં આ વ્હાલું તો પહેલાંની પેઠે ત્હારી આગળ ને પાછળ ખાલેસ પ્યાર અને લાગણીથી આત્મારૂપે ભમ્યાજ કરે છે. તને શાંતિ ભરેલો જોઇ તે આત્મા શાંત રહે છે, અને તને દુઃખી કે રડતો જોઇને તે આત્મા ગભરાઇને ગોજારો પડે છે. ગોજારો એમ પડે છે, કે તુંને તે મરણ પછીની ખરી શાંત હાલતનું ખ્યાન કરવા તત્પર છે, છતાં ખાકી જીભ હવે તેની પાસે રહી નથી. ગભરાય છે એમ, કે તે ત્હારી આગળ છે--ત્હારી સંભાળ લે છે–તને સારૂં ઇચ્છે છે–અને ત્હારાં દુઃખ દુર કરવા તને દિલાસાના હાથ પસવારવા તે ચાહે છે,પણ તેની પાસે હવે ખાકી હાથો પણ નથી. તે વ્હાલો આત્મા ત્હારી સાથના લાંબા વખતના પ્યારને લીધે તને રડતો કકળતો જોવા ઇચ્છતો નથી, પણ તને દિલાસો દેવાને તે નાચાર હોવાથી તેને બેવડું દુઃખ થાય છે. મોત જો ખરેખરૂં નિપજતું હોય, તો માનવી યાદ રાખજે, કે જે મરણ પામ્યું તેને તો મુક્તિજ મળી ગઇ. જે મનુષ્ય ખરેખરજ ગુજરી ગયું હોય તે તો પાક કિરતારના ચરણને શરણ થઇ અખંડ સુખ અને શાંતિમાં અમન ચમન કરતું થઇ ગયું. માટે હે દુઃખી માયો! હે રડતી બહેનો ને મુઝાતા ભાઇઓ! તમે તમારૂં પ્યારૂં ગુજરી ગયું એમ ખરેખરજ માનીને જેનો વિલાપ કરો છો, તે તો એક કાલબુદ હતું, પણ તમારૂં પ્યારૂં તે વેળાએ મરી ગયું નથી. જે વ્હાલાંનાં મરણનો વિલાપ કરો છો તે તો કીડા, કરમ, અને જંતુઓનું રહેવાનું ખોળિયું હતું, મગર તમારૂં વ્હાલું તો તે વેળાએ જીવતું હતું. તમે તે ભાન વગરનાં થોભલાંને તમારૂં રૂદન શાંને સમજાવો છો? તે મટોડીનાં હાંલ્લાંને તમો ઘણોજ જીવ આપી દેતાં હોય એમ શાંને બતાવો છો?

જમશેદ કે ગુસ્તાસ્પ જેવા હજારો પાદશાહો, જરથોસ્ત કે મહમદ જેવા હજારો પેગંબરો, રૂશતમ કે બરજોર જેવા લાખો પહેલવાનો, લુકમાન જેવા કરોડો હકીમો, આડકીલ જેવા કરોડો જોશીઓ, નેપોલ્યન કે પીટર જેવા લાખો શહેનશાહો, અને ત્હારા જેવાં અબજો ને પરાધો જીવડાઓ આ ધરતીનાં પેટાંમાં ખાક રાખ થઈ ગયા, તેઓને મોતના હુલે બચાવ્યા નથી, તો પછી હે ભાઇ! તું શા માટે મુએલા બાપને બચાવવા કે નાશ પામેલી માવતરને ઉગારવા જારી અને રૂદન કરી દુઃખી થાય છે? ખરેખરૂં મરણ તો કોઇનેજ આવતું નથી.

મરના મરના સૌ કોઇ કહે, ને મરી ન જાણે કોય;
મરનેકુ જો ખરા પીછાને, ફીર ના મરના હોય.

હવે એમ માન, કે મરણ થાય છે તે ખરેખરૂં થાય છે, અને તેથી હે બાપ, તું જો ખરેખર દુઃખી થતો હોય તો તું મુર્ખાઈ કરે છે. જે વસ્તુનો નાશ થયો, જે માણસ મરી ગયું, જે વાત થઈ ગઈ, પ્રકાશતો દીવો બુજાઇ ગયો, ત્યારે પછી તેનો શોક ડાહ્યા માણસો તો કરતાંજ નથી. બની ગયેલી વાતનો શોક તો મૂર્ખ હોય તેજ કરે. હે માતાજી! ત્હારા દીકરાને તું ખુદાતાલાને સ્વાધીન કરવામાં દુઃખી શા સારૂ થાય છે? શું ત્હારી દાંનત બગડી છે ખરી, કે જે ચીજ ચોક્કસ વરસની બોલીથી દાદારે એક સાહુકાર લેખે તને ધીરી હતી, તે અનામત વસ્તુ પેલો સાહુકાર પાછી માગે છે, ત્યારે સચ્ચાઇને ખાતર ત્હારે તેને સ્વાધીન કરવી જોઇએ. પણ ત્હારાં દિલમાં દગો છે, તેથી દાદાર હોરમજદ જેવા માંગનારનું દેણુ અદા કરવાનું ચોખ્ખું દિલ તું કાં નહીં બતાવે વારૂ? તે અનામત જીનસનો ઉપભોગ ને ઉપયોગ વગર વ્યાજે તને કરવા દીધો તે શું પરવરદેગારે ગુન્હેગારી કરી, કે પરાયો માલ પાછો આપતાં રડે છે!

કાયા નહીં તેરી, નહીં તેરી;
મત કર મેરી મેરી—કાયા નહીં તેરી.
ઓ તો દો દીનકી જીંદગાંની, જઇસો પથ્થર ઉપર પાની;
ઓ તો હોવેગી બુરબાંની.
અબ મત ગાફેલ રહેના બંદા, જુડા લગા જગતકા ધંધા;
પરા મોહ કાલકા ફંદા—કાયા.

ખયર, જો તમને દુઃખ લાગતું હોય તો કેટલાંક મંત્રો ધ્યાનમાં રાખો. દુઃખનું ઓખડ દહાડા. જેમ જેમ દહાડા જશે તેમ તેમ દુઃખ ઓછું થશે. ત્હારા પેદા કરનારે તને પોતાનો ગણી કસોટી ઉપર ચઢાવ્યો છે, અને જેમ જેમ ઘણું કષ્ટો તું ખમશે, તેમ તેમ તે સાહેબને તું વધારે ને વધારે પ્યારો લાગશે. જરથોસ્તી ભાઈ! ત્હારા પાક અવસ્તાઇ કલામોમાં (ખોરદાદ યસ્તમાં) દાદાર અહુરમઝદ કહે છે કેઃ—

"ત્રિ ક્રષ્ટેમ ક્રકારયેઇતિ, ક્રાગ્રઓમિ નરેમ્ અષવનેમ્;
ક્ષ્વસ ક્રષ્ટેમ્ ક્રકારયેઇતિ, ક્ષ્વશ ક્રાગ્રઓમિ નરેમ્ અષવનેમ્;
"નવ ક્રષ્ટેમ્ ક્રકારયેતિ, નવ ક્રાગ્રઓમિ નરેમ્ અષવનેમ્."

દાદાર કહે છે કે; જે માણુસ ત્રણ કષ્ટ ખેંચે છે તેને અષો નર તરીકે હું પસંદ કરૂં છું. જે માણુસ છ કષ્ટ ખેંચે છે તેને વધારે અશો નર તરીકે હું પસંદ કરૂં છું. પણ જે માણુમ નવ કષ્ટ ખેંચે છે યાને પુષ્કળ દુઃખો વેઠે છે, તેને તો હું કેવળજ અશો નર તરીકે સૌથી વધારે પસંદ કરૂં છું!

હે દુઃખી! આ દોખમામાં કાંઇ તું ત્હારાં વ્હાલાંને છોડી જતો નથી કે ત્હારે દુઃખી થવું જોઇએ. એ તો તેં ને તેંજ ઉભું કરેલું મનનું માનેલું દુઃખ છે. મોત કાંઇ ત્હારાથી અટકાવાનું નથી.

ગુઝીદંદ ફરઝાંનેગાં દસ્તે ફૉત;
કે દર તએબ ન દીદંદ દારૂએ મોત.

દાનાવ હકીમ લોકોએ અફસોસનો હાથ માર્યો; કારણકે તેબની કેતાબ યાને હકીમામાં ઘણીએ શોધ કરી પણ મોતની દવાઇ તેઓને જડીજ નહીં. ભલે, ભલા ભલા હકીમોને મોતનો દારૂ હાથ લાગ્યો નહીં હોય, મગર મને તો એક અકસીર ઉપાય હાથ લાગ્યો છે. હે બંધુ! મોત અટકાવવાની દવા તો છે, પણ તે જો તું બનાવે તો જરૂર મોત અટકે. સૂર્ય કદિ દેખાયો નહીં હોય એવા દેશમાં પાકેલા ઘંઉને, હાથો વગરની દળનારી પાસે દળાવીને, આંખની પાંપણે ખોદાયેલા કુવાના પાણીમાં તે લોટને પીસીને, જે મોહલામાં એક પણ રાંડીરાંડ નહીં હોય એવા મોહલાની રસોયણ પાસે તે લોટના રોટલા બનાવી, હાથ લાગતાં દઝાડે નહીં એવા અગ્નિ ઉપર શેકીને, તથા એક પણ દરદીને મારી નાખ્યું નહીં હોય એવા વૈદને, અગર એક પણ વાર જુઠું નહીં વિચાર્યું કે નહીં બોલ્યો હોય એવા વકીલને તે રોટી ખવાડ, મોત કદિ ઉભું રહેવાનું નથી!

મુંબઇનાં આ દોખમાઓમાં કયકાઇ શ્રીમંત શેઠીયાઓ ને દશતુર દાવરો, સર જમશેદજીઓ, બનાજીઓ, દાદીશેઠો, કામાજીઓ, પીટીટો, વાહાડીઆઓ ને પટેલો, મરઝબાંનો ને મુલ્લાંફીરોઝો કાંઇ સેંકડો બલકે હજારો પડયા છે, તોએ દોખમાઓ તો ખાલી ને ખાલીજ છે. નજર કર આ મોટાં દોખમા તરફ! ખીલતી જુવાની અને ભર કીર્તિમાં ડાકટર બાહાદુરજીને આ ઘરમાં નાખ્યા, ત્યારે તેમના ઘરડા બાપની જારી ને કલ્પાંતથી ખુદાએ દયા કરીને તે બેટાને કાંઇ પાછો આપ્યો? જુવાન સોલીસીટરો ને યુવાન ઇજનેરો આ દોખમામાં પડયા તે વેળાએ તેમનાં માબાપોએ છાતી ઉપર પથ્થર મુકયો કેનીં? પીટીટનું ઓરફનેજ ૨૫ વરસથી ભરાઇ જાય છે એટલાં નાવારેસ બચ્ચાંઓને પડતાં મુકી તેમના માબાપોથી દોખમાઓ ભરાઇ જવાં જોઇએ, તેને બદલે દોખમા તો ભુખ્યાં

ને ભુખ્યાંજ છે; ભરાતાં કે ધરાતાંજ નથી. રૂથતમજી જીજીભાઇ જેવા સેંકડો દાતારો, દીનબાઇ પીટીટ અને મોટલાંબાઈ જેવી હજારો માતાઓ, એજ દોખમામાં પોતાનાં બચ્ચાંઓની ના દયા કે ના કદર કરી છેવટની ઉંઘમાં ઉંઘાયાં છે. એ સર્વનું જોઇ, અકેકના દાખલા યાદ કરી હે બાપ! તું ત્હારો જીવ ઠેરવ. મન મોટું કર. અને ખુદાતાલાને હમેશ યાદ કર! બંદગી કર. ભક્તિ ત્હારાં દુઃખનો દારૂ છે. બંદગીજ ત્હારી ગીરફ્તારીનો છેડો લાવશે.

નોશીરવાનનું રાજપાટ ધુળધાણી થવાના વખતે એ ગરૂડાએ તેને ભાન કરાવ્યું, અને દાદારની દરધામાં તે ખડે પગે ઉભો, ત્યારેજ આદેલ થવા પામ્યો. શોરાબનો પ્રાણ લીધાના દુઃખમાંથી અહુરમઝદનીજ આરાધના કીધાથી રૂસ્તમને શાંતિ થઇ. માટે એવાં દ્રષ્ટાંતો ધ્યાનમાં લઇ મન લગાવ હે દુઃખ્યારા, અને જગતની આવી ગતિ જોઇ જીવ શાંત રાખી, આંસુ ધોઇ નાખી, બંદગી કર તે કિરતારની, અને પડેલાં દુઃખને ચુંઠયા ના કર! એક દુઃખથી કે એક મોતથી અકળાઇ મા જઈશ. બાપના મોત ઉપરજ બધાં આંસુ ખરચી ના નાખ. હજુ તો કયાં? એમજ જો રડયા કરશે તો આંખે ફુલાં પડી આવશે એટલું રહવાનું રહેશે. દુઃખને પંપાળી બેવડું ત્રેવડું નહીં કર. સંસાર નામજ દુઃખ છે. જન્મ એજ દુઃખનું મુળ છે. જન્મ લેવો એજ દુઃખોનો કોટ છે. જન્મ એજ શોકનો સમુદ્ર છે. જન્મ એજ ભયનો પર્વત છે. જન્મ એજ અનેક પીડાઓનું ઘર છે, પાપોની ખાણ છે, પીડાકારીનું રહેઠાણ છે. જન્મ એજ મરણનું કારણ છે. તેજ જંજાળોનું મુળ છે. આ ભવસાગરમાં હવે પછી શું શું બનશે તેનો કાંઇ ભરોસો નથી. ઝાડ ઉપર જેમ પક્ષીઓ ભેગાં થઇ થોડીવારમાં જેમ જુદી જુદી દિશાએ ઉડી જાય છે, તેવુંજ આ ત્હારૂં ઘર ને આ ત્હારો સંસાર છે. બધાં ભાઇ બહેનો, માત-પિતા, છોકરાં બચ્ચાં, સગાંવ્હાલાં, ને દોસ્તો કે મિત્રો સૌ પક્ષીઓ માફક ઘર રૂપી ઝાડ પર એકઠાં થઇ જુદી જુદી દિશાઓએ ઉડી જવાનાં છે. માટે આ ૩–૫ દહાડાની દુનિયાં ઉપર વિશ્વાસ ના રાખ!

હે પ્રિય બંધુ! કુદ્રતનો હુકમ કદીએ પાછો ફરતો નથી. આમ જાણવા છતાં ત્હારા આ દોખમેનશીન થયેલા બાપને કલ્પાંત કરી શાંતિની ઉંઘમાંથી જગાડવાનાં ફોકટ ફાંફાં ના માર. સુવા દે શાંતિની નિંદ્રામાં ત્હારા નુરેચશમ બેટાને. ઉંઘવા દે ત્હારી પ્રિયાને તેની ખુશ નિંદ્રામાં. સબુરી અખત્યાર કર. હિંમત નહીં હાર. ખુદાને ના ભુલ. બંદગી કરી ત્હારાં ઘાયેલ જીગર ઉપર ભક્તિનો ઠંડો મલમ લગાડ. દોખમાનો દરવાજો બંધ થયો; હવે તું ત્હારાં ગુજરેલાં વ્હાલાંઓને નહીં ધુજાવ. પઢ યથાના પવિત્ર કલામ અશો ફરોહરોની યાદમાં! શુકરગુજારી કરી કર કિરતારની મીનતજારીનું કીર્તન! પઢ એક પાક અષેમના કલામ અશો ત્હારા પેગમબરના રૂહ ઉપર; અને હવે શાંતિથી છોડી જા આ ત્હારાં વ્હાલાંની છેવટની આરામગાહ. માંગ હવે દાદારની દયા. બસ.

# "સાંજ વર્તમાન" નો અભિપ્રાય.

## "દુઃખીને દિલાસો" તા. ૧૩ મી મારચ, ૧૯૧૫

ઉપલા શાંતિસુચક નામે જે એક મોટાં પુસ્તકની હારમાળા રચી પ્રગટ કરવાનું સાહસ નવસારીવાળા જાણીતા વિદ્વાન લેખક તથા ગ્રંથકર્તા મી૦ શોરાબજી મનચેરજી દેશાઇએ માથે ઉઠાવ્યું છે, તેના પહેલા ત્રણ ભાગ અમોને મળ્યા છે, જેનો સ્વિકાર અમે માન તથા હેશાન સાથ કરીએ છીએ. આ હારમાળા પોતાની જાતમાં નવીન, ઘણી ઉપયોગી તથા વિદ્વતા ભરેલી છે, અને અમે ઘણા દલગીર છીએ કે અનિવાર્ય રોકાણોને લીધે તેની નોંધ લેવામાં અત્યાર સુધી અમે પછાત પડયા. એ હારમાળાની નેમ શી છે તે તેનું નામજ કહી આપે છે, તો પણ તેનાં ઉપયોગીપણાંનો ખરો ખ્યાલ તો વાંચ્યા વગર કદી પણ કોઇને આવી શકે નહીં. જો એવું સમજવામાં આવે કે, તેમાં દુઃખીને દિલાસો મળે એવો કોઇ એકાદ વિષય હશે, અને તેની પુષ્ટીમાં ડજન બે ડજન કવિઓ, ફિલસુફો વગેરેના લખાણોનાં દાખલા આપીને પતાવેલું હશે, તો તેમ ધારનારાઓ ઠગાશે. "દુઃખીને દિલાસો" એ ટુંક તથા સાદાં નામ હેઠળ તેમાં એટલું તો બોહોળું, ઉમદા, ઉપયોગી તથા કાર્ય સાધક ભંડોલ સમાવેલું છે કે જેની આશા કદાચજ કોઇએ રાખી હોય, તેટલાં માટે તેમાં કેવું ને કેટલું ભંડોલ છે, તેની રચના કેવી છે, તેમાં દાખલા દલીલો કેત્રાં ને કેટલા સમાવેલા છે, એ વગેરેની માત્ર સહેજ સમજ અત્રે આપીને અમો આગલ વધીશું. પ્રથમ તો કર્તા મી૦ દેશાઇએ "દુઃખીને દિલાસો" એ નામનું માત્ર એક ચોપાન્યું પાંચ વરસ ઉપર પ્રગટ કરયું હતું, જેમાં બાર દીલાસા પત્રો હતા. પણ હવે, માણસને આખું વરસ દુઃખો નીવારણ કરવાને બને તે માટે એક વરસનાં ૩૬૫ દીલાસા પત્રોનો સંગ્રહ, ૧૦ વરસ મહેનત લઈ બનાવેલો, જુદા ૩૫ ભાગોમાં પ્રગટ કરવા ઠરાવ્યું છે, અને રંક દુઃખી માણસોના હાથમાં વાંચવાનું સસ્તું સાધન મળે માટે ફકત ચાર આનાની કીમતે તેનો અકેકો ભાગ બહાર પાડવામાં આવે છે, જેના ત્રણ ભાગ નીકળી ચુકા છે. કોઇને વાંચવાનો કંટાળો હોય, ને તે ઘણી ગમે તેવાં દુઃખથી પીડાતો હોય તે જો એનો ગમે તે સફો ઉડલાવીને ઉપર ટપકેથીબી વાંચે, તો તેનાં મનને શાંતી મલ્યા વગર રહે નહી, એવી એની રચના છે. જોકે એનું નામ "દુઃખીને દિલાસો" એવું છે, તો પણ સુખીઓ પણ તેમાંથી દીલાસો મેળવી શકે એમ છે. નીતિ, ભકતી, નસીહતો, દોહરાઓ, બેતો, કવીતાઓ, ગાયનો અને કહેવતો એમાં પુષ્કળ છે, અને તેમાંની ઘણીક નવીજ જણાય છે. એમાં વળી સંસ્કૃત, ઝંદ અવસ્તા, અંગ્રેજી, હીંદુસ્તાની, ઉર્દુ, ગુજરાતી વગેરેના નામીચા ઉત્તમ વચનો આપેલાં છે, અને તે લગભગ ૩૫૬ પુસ્તકોમાંથી મેલવીને

આપેલાં છે, જેથી જાણે તેવાં ૩૫૨ પુસ્તકો વાંચીએ એવો સંતોષ મલે છે. તરેહવાર સંખ્યાબંધ દાખલા દલીલથી દુઃખી મનનું સમાધાન કરેલું છે, દુઃખીઓ તરીકે વીધવા દુઃખી; ખાટલે પડેલાં દુઃખી, પઈસા ખોહી બેઠેલાં દુઃખી, આબરૂ ગુમાવી બેઠેલાં દુઃખી, સંસારથી દુઃખી, મોતથી દુઃખી, રાજપાટથી દુઃખી, શતરૂથી દુઃખી, નીંદાથી દુઃખી, હક લુટાયાથી દુઃખી ઇત્યાદી દુઃખીઓને માટે રૂચતા દીલાસા એમાંથી મળી આવે છે. દરેક દિલાસા પત્રો વાંચતા તે એકએકથી સરસ લાગે છે. એમાં દુઃખો ૯૯૯ વરણવવામાં આવ્યાં છે. પહેલાં દુઃખ સુખનાં પાત્રની એક વારતાથી પુસ્તકની શરૂઆત કરી ધરમ, નીતી, ફીલસુફી, સંસાર વહેવાર, અને આત્મા જ્ઞાનની રૂએ દુઃખી લોકોના મનનું સમાધાન કરવાની કોશેશ કરેલી છે. વીજ્ઞાન, સાહીતયો, નહાની વાતો, મંતકી, ગમત સાથે જ્ઞાન, જીવ ઠેરવે ને મનની પતીજ થાય એવી દલીલો, ટુંકમાં પણ સરસ રીતે એમાં બતાવી છે. દુઃખ કમી કરવા સાથે સુખ કેવી રીતે મળે તેનો ભંડાર પણ ભરેલો છે. જો એ પુસ્તકો આપણી ઉધરતી ઓલાદના હાથમાં મેલાય તો, તેમનાં હકમાં ફાયદો થયા વગર રહે નહીં. લખાણની ભાષા શુધ્ધ મનમોહન અને પોતાની એક ખાસ ખુબી ધરાવનારી છે, પણ તે સામટી રીતે લગાર કઠણ છે. તેને જો હજુ પણ સહેલી કરવામાં આવે તો, એ પુસ્તકની હારમાલા મુખ્યત્વે પારસી કુટુંબમાં બહુ માનીતી થઇ પડશે, એવી અમારી માન્યતા છે. એ પુસ્તકના કર્તા મી૦ સોરાબજી મનચેરજી દેશાઇ એક જાણીતા કસાયલા ગુજરાતી લેખક તથા સંખ્યાબંધ પુસ્તકના કર્તા છે. એ કીસમના સાહીત્યનો તેમનો અભ્યાસ બહોલો છે અને તેમની આ હારમાલા અમારા વિચાર પ્રમાણે તેમની લખાણબાજીનો એક સર્વોતકૃષ્ટ નમુનો છે. અમે ઇચ્છીએ છીએ બલકે ભલામણ કરીએ છીએ કે, તેમનાં આ પુસ્તકને વાંચકવૃંદ તરફથી પુર્ણ આશરો મલે, કે જેથી એ હારમાલા પુરી થવાને શકિતમાન થાય. જો તેમ નહીં બને તો, તે માત્ર તેના કર્તાનીજ નહી, પણ વાંચકોની પણ એક કમનસીબી ગણાશે. મી૦ દેશાઇ નવસારી મધે ગાયકવાડી રાજમાં એક માનભરેલો ઓધો ભોગવે છે અને તેમને માથે સરકારી તથા પ્રજાકિય કામોના બોજા પુષ્કળ છે, છતાં તેઓ સાહીત્યના અભ્યાસ માટે વખત ફાજલ પાડી તેમાંથી આવાં ઉમદા મીષ્ટ ફળો નીપજાવી શકે છે એ તેમને માનભરેલું તથા બીજાઓને નકલ કરવા જોગ છે.